૪૧૫૪

# हिंदना इतिहासनो सार.

આ નાનું પુસ્તક વિદ્યાર્થીઓને ઉપયોગી થાય, માટે સાદી અને સરળ ભાષામાં લખવાનો બનતો પ્રયત્ન કીધોછે. ઘણા થોડા લખાણમાં હિંદના ઇતિહાસને લગતી જરૂરની બીના સમાવીછે.અને કોઇપણ ઉપયોગી બીના પડતી મૂકી નથી. સાર પૂરો થયા પછી પાછળ સવાલો કાઢ્યા છે, અને દરેક સવાલના જવાબ કઈ કલમમાંથી મળશે, તે પણ દેખાડ્યું છે. વળી પરીક્ષાને માટે પણ કેટલાક સવાલ આપ્યા છે. આ સવાલોની સંખ્યા બધું મળી ૨૫૭ છે.

રાજ્યપદ્ધતિ એ ઇતિહાસને લગતી બીના હોવાથી તેનો પણ ટુંકામાં સાર આપી સવાલો કાઢ્યા છે. તેમજ વળી ગૂજરાતનો ઇતિહાસ હાલના પાંચમાં અને છઠ્ઠા ધોરણમાં શીખવવાનો હોવાથી તેનોપણ સાર કાઢી, સવાલો આપ્યા છે. મુસલમાની રાજ્યના મોટા મોટા પાદશાહોનીજ હકીકત આપવી પુરતી ન જણાયાથી દરેક પાદશાહની હકીકત આપી છે, અને દરેક વંશની વંશાવળી પણ આપી છે, તથા હિંદના ગવરનર જનરલની ટીપ પણ આપવામાં આવી છે. છેલ્લે મોટી મોટી લડાઇઓ ક્યારે, કોની કોની વચ્ચે, ને શા કારણથી થઈ, તથા તેનું પરિણામ શું આવ્યું, તે હકીકતની એક પૂર્વણી આપી છે. અને બીજી નાની લડાઇઓને વરસના અનુક્રમમાં આપી, તેનું પરિણામ દેખાડ્યું છે. હિંદમાં થએલાં તહનામાં

પૈકી ઉપયોગી ૧૪ તહનામાની ટીપ આપી છે, એટલે કોની કોની વચ્ચે થયાં, ક્યારે ને તેમાં શી બીના હતી, તે દર્શાવ્યુંછે. જાણીતાં સ્ત્રી પુરૂષોમાંથી ૫૭નાં ચરિત્રની ટુંકી નોંધ એક જૂદીજ પૂર્વણીમાં જણાવી છે. હાલના બ્રિટિશ હિંદના દરેક પ્રાંત ક્યારે ક્યારે ને શી રીતે કોના વખતમાં ખાલસા થયા, એનું એક જૂદુંજ પત્રક બનાવ્યું છે. મુગલાઇ, મરેઠી અને શીખ રાજ્યની પડતીનાં કારણોને માટે એક જાદુંજ ખંડક બાનાવ્યું છે, અને છેલ્લે પરીક્ષા માટે ઉપયોગી ૨૫ સવાલો આપ્યા છે.



## પ્રકરણ ૧ લું.

હિંદુસ્તાન દેશ ત્રિકોણાકાર છે, તેની ઊત્તરે હિમાલય પર્વત છે, અને તેની પેલીમેર ટિબેટ દેશ છે. પશ્ચિમ દિશાએ સુલેમાન અને હાલા પર્વત છે, અને તેની પેલીમેર અફઘાનિસ્તાન અને બલુચિસ્તાન નામના મુલકો આવ્યા છે. વધારે નીચાણમાં જતાં હિંદની પશ્ચિમે અરબીસમુદ્ર આવ્યો છે. દક્ષિણમાં હિંદી મહાસાગર છે, એ મહાસાગરમાં સિંહલદ્વીપ નામનો જમરૂખના આકારનો બેટ છે. પૂર્વમાં બંગાળી સમુદ્ર છે, અને તેની પેલીમેર બ્રહ્મદેશનો મુલક છે, એ બ્રહ્મદેશનો રાજ કારભાર હિંદના ગવર્નર જનરલની ઇચ્છા પ્રમાણે ચાલે છે, પણ દક્ષિણના સિંહલદ્વીપનો ગવર્નર જનરલ જૂદોજ છે.

૨. હિંદુસ્તાનમાં પરદેશીઓને દાખલ થવાને એક ઇશાનમાં ને એક વાવ્યમાં ગલીઓ છે. ઉપરની હકીકતથી જણાશે કે હિંદુસ્તાનની ચતુર્સીમાએ સ્વાભાવિક રેખેવાલ એટલે પહાડ અને દરિઆ આવેલા છે. આ મોટા દેશની લંબાઇ તથા પહોળાઈ ઘણા ભાગમાં એક સરખીજ છે, એટલે શુમારે ૧૯૦૦ મૈલ છે. અને એમાં સાડીપચીસ કરોડ માણસ વસે છે.

૩. હિમાલય એટલે બરફનું ઠેકાણું એવું નામ પાડવાનું કારણ એકે, એના શિખર ઉપર બારેમાસ બરફ રહે છે. આખી દુનિયાના તમામ પહાડોમાં એ સૌથી ઊંચા છે. એનું ઊંચામાં ઊંચું શિખર એવરેસ્ટ છે, તે ૨૯૦૦૨ ફીટ ઊંચું છે. એ પહાડમાં ઘણી જાતની વનસ્પતિ થાય છે. અને બટાટાનો તથા ચાનો પાક પણ સારો થાય છે.

૪. જેમ માણસના શરીરમાં નસો પથરાએલી છે, તેમ હિંદના મુલકમાં નદીઓ પથરાએલી છે. મોટામાં મોટી નદીઓ સિંધુ બ્રહ્મપુત્રા, ગંગા, જમના, મહા, ગોદાવરી, તાપી, નર્મદા છે. એ વિના બીજી નદીઓ પુષ્કળ છે. આ નદીઓ પોતાના પાણીથી દેશને ફળદ્રુપ કરે છે, અને વખતે મોટી રેલ આવવાથી નુકશાન પણ કરે છે.

૫. હિંદુસ્તાનમાં અનેક તરેહના પાક થાય છે. ઘઊં, જુવાર, ડાંગેર, કપાસ, શેરડી, અફીણ, ગળી, સોપારી, નાળિએર, એલચી, તેલ અને દીવેલનાં બીઆં વિગેરે. વળી કેરી, કેળાં, ફણસ, જામફળ વિગેરે અનેક તરેહનાં ફળ ઊત્પન્ન થાય છે. હિંદુસ્તાનનો ખનિજ ભંડાર પણ ઠીક છે, એટલે લોઢું,

કોયલા ને સોનું રૂપુ પણ છે. બ્રહ્મદેશમાં તિનાસરિમ પ્રાંતમાં કલઇની ખાણો છે. અને બ્રહ્મદેશના ઘણા ભાગમાંથી માણેક મળી આવે છે. ઇમારતી લાકડાં પણ હિંદના જંગલોમાં પુષ્કળ ઊગે છે. જંગલી જાનવરોમાં વાઘ, વાંદરા, ચિત્તા, વરૂ એ મુખ્ય છે.

---

## પ્રકરણ ૨ જું.

૬. હિંદુસ્તાનના રાજ્યકીય ભાગ બે થઇ શકે, ૧ અંગ્રેજનો મુલક, બીજો દેશીરાજાઓનો મુલક. જે દેશીરાજા હોશિઆરીથી સારી રીતે રાજ ચલાવી શકે છે, તેઓને અંગ્રેજ સરકાર સ્વતંત્રપણે રાજ્ય કરવા દે છે, પણ જેઓ સારી રીતે રાજ્ય ચલાવી શકતા નથી, તેઓના રાજ્યકારભારમાં અંગ્રેજ સરકાર હાથ ઘાલે છે. આખા દેશના ⅓ ભાગમાં દેશીરાજ્ય છે, ને બાકીનામાં અંગ્રેજી રાજ્ય છે. દેશી રાજ્યમાં સાડાપાંચ કરોડ માણસ વસે છે. દરેક દેશીરાજ્ય થોડું કે વધતું અંગ્રેજને તાબે છે. ગવરનર જેનરલ દરેક દેશી રાજ્યમાં પોતાનો એક આડતીઓ રાખે છે, તેને રેસીડન્ટ કહે છે. એ રેસીડન્ટની સલાહ પ્રમાણે દેશી રાજાઓ પોતાના દેશમાં અમલ કરે છે. કેટલાક રાજાઓ બીલકુલ સ્વતંત્ર પણ છે. એ દેશી રાજ્યો માંહોમાહે લડે નહીં, તેને માટે અંગ્રેજ સરકાર તેમના ઉપર નીઘા રાખે છે.

૭. અંગ્રેજી મુલકમાં રાજ્ય ચલાવવાને સુતર પડવા માટે તેના જૂદા જૂદા ૧૨ પ્રાંત કીધા છે. એ

દરેક પ્રાંતના ઉપરી અધિકારી ગવર્નર જનરલને તેની કાંઊસિલને તાબે છે, ગવર્નર જનરલને વાઇસરૉય પણ કહે છે, અંગ્રેજી મુલકની રાજધાની કલકત્તા છે, પણ ઊનાળામાં વાઇસરૉય સીમલામાં રહેવા જાય છે, વાઇસરૉયની તથા મદ્રાસને મુંબઇના ગવરનરની નીમનોક મહારાણી પોતે કરે છે, પરંતુ બીજા પ્રાંતાના ઉપરી અધિકારીની નીમનોક ગવર્નર જનરલ કરે છે, પણ લેફટેનન્ટ ગવરનરની નીમનોક માટે સ્ટેટ સેક્રેટરીની મંજુરી લેવી પડે છે.

૮. હિંદમાં વસ્તી ઘણી ઘાડી છે, પણ મોટાં શેહેરની સંખ્યા ઘણી થોડી છે. અંગ્રેજી મુલકમાં દર ચોરસ મૈલે ૨૫૪ માણસ વસે છે. હિંદના ઘણા ખેડુતો એક ઠેકાણે ઘર માંડીને રહે છે, પણ રખડતા ફરતા નથી. ખેડુતોને અગાઊના વખતમાં ગુલામ જેવા ગણતા હતા, પણ જમીનદારના તાબામાંથી તેઓને અંગ્રેજ સરકારે બંગાળામાં છોડવ્યા છે.

૯. હિંદુસ્તાનની વસ્તીના મુખ્ય ૪ વિભાગ થઇ શકે. (૧) આર્ય એટલે બ્રાહ્મણ અને રજપૂત. (૨) અનાર્ય એટલે એ દેશના અસલ રહેવાશીઓ. (૩) મિશ્ર લોક અથવા હિંદુ. એઓ આર્ય ને અનાર્ય મળીને ઉત્પન્ન થયા છે, (૪) મુસલમાન.

૧૦. જેમ જેમ આર્ય લોક વાવ્ય ખૂણા તરફથી હિંદમાં આવતા ગયા, તેમ તેમ એ દેશના અસલ રહેવાશી જેઓ અનાર્ય હતા, તેઓને પર્વતમાં હઠાવતા ગયા. આર્ય શબ્દનો અર્થ ઊત્તમ કે ઊમરાવ કુળના એવો થાય છે.



## પ્રકરણ ૩ જું.

૧૧. અનાર્ય લોક કદરૂપા ને દૈત્યને માનનારા છે. જેમ જેમ આર્ય લોક વાવ્ય તરફથી હિંદમાં આવતા ગયા, તેમ તેમ અનાર્ય લોક પહાડની ગુફાઓમાં પેસતા ગયા, એ અનાર્ય લોકોમાંના કેટલાક હાલ અંડામાન બેટમાં વસે છે, પ્રથમ તેઓ શરીરે નાગા ને મન્યુષ્યાહારી માલમ પડ્યા હતા, પણ હાલ કંઈક સુધર્યા છે. બીજા અનાર્ય લોક મદ્રાસ ઇલાકાના અનમલૈ નામના ડુંગરોમાં વસેછે. પુલીઅર નામના અનાર્ય લોક ઊંદર વિગેરે જીવડાં ખાઈને રહેછે, ને દૈત્યને પૂજે છે. મુન્દવેર નામના અનાર્ય લોક પોતાના ઢોરને લઇને ભટકે છે, તેઓ કોતરોમાં કે પાંદડાંથી બાંધેલી ઝૂંપડીમાં રહે છે.

૧૨. કદર નામના અનાર્ય બીજા અનાર્ય કરતાં કંઇક સુધરેલા છે, માટે તેઓ બીજા અનાર્ય ઉપર અમલ ચલાવે છે. હિંદના નૈરૃત્ય ખૂણમાં જે અનાર્ય વસે છે, તેઓનું નામ નૈર છે. એ લોકમાં એક બાઈડીને ઘણા વર હોય છે, અને હર કોઇ માણસની મિલ્કત તેના છોકરાને નથી મળતી, પણ તેના ભાણેજને મળે છે.

૧૩ હિંદુસ્તાનના મધ્ય ભાગમાં બે અનાર્ય જાત વસે છે, (૧) ગોંડ અને (૨) મારી. ગોંડ લોક કંઈક સુધરેલા છે, પણ મારી લોક જંગલી હાલતમાં છે. તેઓ ઘાસની ઝૂંપડીમાં રહે છે, અને તીર મારવામાં હોશિઆર છે. તેમના રાજાનો અમલદાર વરસમાં એકવાર કર લેવા આવે છે, તે નગારૂં

બગાડીને સંતાઇ જાય, એટલે મારી લોક એક જગાએ પોતાનો કર મૂકી આવે છે.

૧૪. ઓરિસા પ્રાંતમાં જુઅંગ નામના અનાર્ય વસે છે, તેઓ અગાઉ નાગા ફરતા, માત્ર થોડાક પાદડાંના ગુચ્છા વસ્ત્રને ઠામે વાપરતા. પણ ઇ૦ સ૦ ૧૮૭૧ માં અંગ્રેજ અધિકારીએ તેઓને સમજાવ્યા ને વસ્ત્ર પહેરતા કીધા છે.

૧૫. હિમાલય પર્વતમાં પણ અનાર્ય લોક વસે છે, આસામના અનાર્ય લોકોમાં જમીનનું માપ નથી, પણ રસ્તે ચાલતાં કેટલો તંબાકુ કે પાન ખાધાં, તે ઉપરથી રસ્તાની લંબાઇ ગણે છે. તેઓ કાળા ને ઠીંગણા છે, ને ચોરી કરવામાં ઘણા હોશિઆર છે. પણ હાલ અંગ્રેજ સરકારે તેમને પોલિસના સિપાઈ બનાવ્યા છે.

૧૬. ઉપર જે અનાર્ય જાત કહી, તેના કરતાં વધારે સુધરેલી બે અનાર્ય જાતો છે, તેનાં નામ (૧) સંતાલ. (૨) સ્કંધ કે કંધ.

૧૭. સંતાલ લોક નીચલા બંગાળામાં ગંગાને કાંઠે વસે છે, તેઓ ખેતી કરવામાં હોશિઆર હોઇ, હળ વાપરી જાણે છે. ગામનો પટેલ તે ગામનો રાજા હોય છે, પટેલના હાથ નીચે એક મદદગાર ને એક ચોકીદાર હોય છે. ગામના છોકરાઓનો ઉપરી જૂદોજ હોય છે. પરણતાં સૂધી છોકરાઓ તેના તાબામાં રહે છે. એ લોકોમાં જાતિભેદ નથી. તેઓ બધા સાથે શિકાર, ઊજાણી ને દેવ પૂજન કરે છે. ગુનેગારને તેઓ જંગલમાં કાઢીમૂકી, આગપાણીની બંધી કરે છે. અને નાતબાહાર કાઢે છે. જ્યારે

એવા ગુનેગાર ચોખાનો દારૂ પાય અથવા ઊજાણી આપે, ત્યારે તે ફરીથી નાતમાં દાખલ થઇ શકે. એ લોકો નાનપણમાં પરણતા નથી, ને વળી એક બીજાને પસંદ કરી પરણે છે. પહેલીવારની બાઇડી વાંઝણી રહે, તોજ ફરીથી પરણે છે, તેઓ મુડદાંને બાળે છે, ને તેની ખોપરી દામોદરા નદીમાં નાંખે છે. એ લોક ભૂત પ્રેતને બહુ માને છે. અગાઊના વખતમાં તેઓ ચોરી કરી, ગુજરાન ચલાવતા, પણ હાલ ખેતી કરે છે. તેઓ બહુ દેવાદાર થઇ જવાથી ઇ૦ સ૦ ૧૮૪૮માં ત્રણ ગામના સંતાલ લોકો ઘરબાર છોડી, જંગલમાં નાશી ગયા. ઈ૦ સ૦ ૧૮૫૫માં પોતાની ગરીબ સ્થિતિની હકીકત કહેવા, ૩૦ હજાર સંતાલો ગવર્નર જનરલ પાસે કલકત્તે જવા નીકળ્યા, પણ રસ્તે જતાં ખાવાનું ખૂટ્યું, તેથી ચોરી કરવી પડી. તેથી તેઓને સરકારે વીખેરી નાંખ્યા. સરકારે તેઓનું દુઃખ સાંભળી, તે મટાડ્યું છે, હાલ તેઓ આબાદીમાં છે. ઇ૦ સ૦ ૧૮૮૧માં જ્યારે વસ્તી ગણાઈ ત્યારે તેમાંના કેટલાક હથિઆર લઇ સામા થયા હતા.

૧૮. કન્ધ શબ્દનો અર્થ પર્વતવાસી થાય છે, ઓરિસા પ્રાંતના ડુંગરમાં તેઓ વસે છે. દરેક કુટુંબમાં જે ઘરડો હોય છે, તે તે કુટુંબનો ઊપરી હોય છે. ઈ૦ સ૦ ૧૮૩૫ની પહેલાં કંધ લોકો ખૂનનો બદલો ખુનથી વાળતા, પણ હાલ તેમ નથી. ખૂન કરનાર માણસ અનાજ અથવા પશુ આપે તો તેના ઉપરથી વેર છોડી દેતા. કોઈ માણસ બીજાને જખમી કરે, તો તે સાજો થાય ત્યાં સુધી તેનું ગુજરાન પેલો જખમી કરનાર માણસ કરતો. જે કંધ એ વખત

ચોરી કરતાં પકડાય, તેને નાતબાહાર મૂકતા, એક બીજાની વચ્ચેના વાંધા પતાવવાને માટે તેઓ દ્વંદ્વ યુદ્ધ કરતા. એ લોકો જે જમીન ખેડે, તે જો કસવગરની થઈ જાય, તો તે છોડી દઇ, બીજી જમીન ખેડે છે. એટલે આર્ય લોકોની પેઠે એકજ ઠેકાણે પડી રહેતા નથી. તેમજ બીજા અનાર્ય લોકની પેઠે ઝટ ઝટવારમાં રહેવાની જગા બદલતા પણ નથી. અગાઉ એ લોકોમાં એવો ધારો હતો કે, ચૌદ વર્ષે એક ગામ છોડી, બીજું વસાવવું. ઉજાણી અથવા જમણવારમાંથી છોકરીને જાુલમથી પકડી જઈ, તેઓ પરણે છે. વરનો બાપ છોકરીના બાપને કન્યાની કિંમત આપે છે. છોકરી આશરે ૧૪ વર્ષની ને છોકરો આશરે ૧૦ વર્ષનો હોય, ત્યારે એ લોકો પરણે છે. પ્રથમની બાયડીની રજા વિના બીજી પરણી શકાતી નથી. કંધ લોકોના ગામમાં વળી એક બીજા નીચવર્ણના લોકો હોય છે, તેને તેઓ ગુલામ માફક ગણે છે. વણકર, લુહાર, ભરવાડ અને કલાલ વિગેરનાં કામ તેઓ કરે છે. કંધ લોકો તેઓનું ખાતા નથી. કંધ લોકોનાં દેવ ઘણા છે, તેમાં પૃથ્વીનો દેવ સૌથી મોટો છે. દેવને રાજી રાખવાને તેઓ પહેલાંના વખતમાં માણસનો ભોગ આપતા, પણ હાલ તેમ કરતા નથી. બ્રાહ્મણ અથવા કંધ એ બે જાતના માણસોને ભોગ આપવામાં વાપરતા નહીં. ઈ૦ સ૦૧૮૩૫ માં કંધ લોકો અંગ્રેજી રાજમાં દાખલ થયા. અને ત્યાર પછી માણસના ભોગની બંધી કરી છે. તેમના ડુંગરોમાં સડકો બાંધી છે, અને ત્યાં બજારો ભરાય છે. હાલ એ લોક શાંત અને આબાદ થયા છે.

૧૯. ઉપર જે અનાર્ય લોકોનું વર્ણન કીધું એ બધાના ત્રણ વિભાગ થઇ શકે છે. (૧) ટિબેટ ને બ્રહ્મદેશને રસ્તેથી હિંદમાં દાખલ થએલું કુળ. એમાંના કેટલાક હાલ હિમાલયમાં વસે છે. (૨) કોળીનું કુળ એઓપણ ઇશાન ખાુણમાંથી બંગાળામાં દાખલ થયા. (૩) દ્રવીડ કુળ એ દક્ષિણ હિંદમાં વસે છે. અને કેટલાક પંઝાબમાં પણ છે.

૨૦. અનાર્ય લોક જોડે માયાથી વર્તીએ તો તેઓ માયાળુ ને સાચા નીવડે છે. ડુંગરમાં વસનારા અનાર્ય સારા લડવૈયા થાય છે. અને સપાટ ભૂમિમાં રહેનારા સારા પોલિસ નીવડે છે. ગુર્ખા લોકપણ એક અનાર્ય જાત છે. પ્લાસીની લડાઈમાં જે કાળા સિપાઇ હતા, તેમાંનો ઘણો ભાગ અનાર્ય હતા.

## પ્રકરણ ૪ થું.

૨૧. વિદ્વાન લોકો એમ ધારે છે કે, આર્ય કુળ પ્રથમ એશિઆઇ તુર્કસ્તાનમાં રહેતું. તેમાંથી એક કુળ પૂર્વમાં આવી, ઇરાનમાં વસ્યું, અને પારસી રાજ્ય સ્થાપ્યું. બીજું વધારે પૂર્વમાં આવી, સિંધુ નદી ઓળંગી હિંદમાં વસ્યું. ત્રીજી શાખા પશ્ચિમમાં જઈ, આથેન્સ ને સ્પાર્ટામાં વશી, અને મોટું ગ્રીક રાજ્ય સ્થાપ્યું. વળી બીજી શાખા ટૈબરને કાંઠે વશી, રોમન રાજ્ય સ્થાપ્યું.

૨૨. હિંદુસ્તાન તરફ જે આર્યો આવ્યા, તેઓ પ્રથમ પંઝાબમાં વસ્યા. તેઓએ રૃગ્‌વેદ નામનું ધર્મ પુસ્તક ઈશ્વર પ્રેરિત છે, એમ માન્યું.

૨૩. ઉપર જણાવેલી ચારે શાખાની ભાષા, ધર્મ, દેવ, વિગેરે પ્રથમ તો એકજ હતાં. તેની નિશાની હજીપણ છે. સંસ્કૃતમાં અગ્નિ શબ્દ છે, એના અર્થને મળતો શબ્દ લાટિનમાં ઇગ્નિસ છે, સંસ્કૃતમાં વરુણ લાટિનમાં ઉરાનસ ગ્રીકમાં ઔરાનોસ એક અર્થના શબ્દો છે. તેઓ ઘણી વાતમાં એક બીજાની સાથે મળતા આવે છે. સંસ્કૃત દ્વાર અંગ્રેજી ડોર ની જોડે ઘણો મળતો આવે છે. એ ઉપરથી જણાશે કે, એ ભાષા બોલનારા પ્રથમ એકજ કુળના અને એકજ સ્થાનના રહીશ હશે.

૨૪. ઉપર જણાવેલા આર્યો પોતાનાં મુડદાંને બાળતા. વખત જતાં હિંદમાં આવેલા આર્યોએ બીજા ત્રણ વેદ બનાવ્યા. સોમયાગને માટે રૂગ્‌વેદના મંત્રોમાંથી સામવેદ બનાવ્યો. મોટા યજ્ઞ વખતે ભણવાના મંત્રો જેમાં છે, તે યજુર્વેદ. યજુર્વેદના બે ભાગ છે. શુકલ અને કૃષ્ણ. રૂગ્‌વેદના કેટલાક મંત્ર અને ત્યારપછી બનેલા બીજા કેટલાકનો અથર્વેદ છે. એ ચાર વેદ સિવાય આર્યોના બીજાં ધર્મપુસ્તક શ્રુતિ અને સ્મૃતિ એ નામનાં છે.

૨૫. હિંદમાં આવેલા આર્યોની ૪ નાત થઇ. (૧) બ્રાહ્મણ એટલે ગોર. (૨) રજપૂત એટલે લડનારા. (૩) વૈશ્ય એટલે ખેતી ને વ્યાપાર કરનારા. (૪) શુદ્ર એટલે ગંદુને નીચું કામ કરનારા. ઉપલી ત્રણ નાતો યજ્ઞમાં શામેલ થઇ શકતી, ને તેઓના દેવ એકજ હતા. તેઓ દ્વિજ કહેવાતા.

૨૬. બ્રાહ્મણો એવું પણ કહે છે કે, બ્રાહ્મણો

પરમેશ્વરના મોંમાંથી, ક્ષત્રી હાથમાંથી, વૈશ્ય પેટમાંથી અથવા જાંગમાંથી અને શુદ્ર પગમાંથી ઉત્પન્ન થયા છે.

બ્રાહ્મણના જન્મારાના ૪ આશ્રમ ગણાય છે. (૧) દ્વિજ એટલે બાલ્યાવસ્થા ગયા પછી જનોઈ દે છે, ને પછી વેદનો અભ્યાસ કરે છે તે, (૨) ગ્રહસ્થાશ્રમ એટલે ભણી રહ્યા પછી, સ્ત્રી પરણવી, છોકરાનુ પાલન કરવું, ને સંસારનો અનુભવ મેળવવો તે. (૩) વાનપ્રસ્થ એટલે સંસાર છોડી, જંગલમાં જઇ રહી, કંદ, મૃળ ખાઇ ઇશ્વરના ભક્તિ કરવી તે. (૪) સન્યસ્થ એટલે સન્યાસી થતો, એ વખતે સંસારમાંથી બીલકુલ મન કાઢીનાંખી, પરમેશ્વર જોડે પોતાના મનને જોડી દેતો. એ વખતે વગર માગે જે આપે તે ખાય, ને એક ગામમાં એક દિવસ કરતાં વધારે રહેવું નહીં, સાદું ભોજન જમવું, ને શરીરને દમવું. મિતાહાર રાખવો, તથા દારૂ પીવો નહીં, એવા એવા નિયમો પાળવા તે.

૨૭. હાલના બ્રાહ્મણ પણ રજપૂત, વૈશ્ય ને શુદ્ર કરતાં બુદ્ધિમાં ચઢીઆતા ને રૂપાળા છે. સુંદર ઘાટીલા હોઠ અને નાક, ગોરૂં મુખ, ઊંચું કપાળ ને નાળિએરના આકાર જેવી ખોપરી એ બ્રાહ્મણને ઓળખવાની નિશાનીઓ છે.

૨૮ હિંદુસ્તાનમાં ઘણા ચઢાઇ કરનારા આવી ગયા. ઘણા રાજા ઊત્પન્ન થયા, ને નાશપામ્યા, ઘણા ધર્મો પેદા થયા, ને પાછા લય પામ્યા, પરંતુ બ્રાહ્મણો ઘણા લાંબા વખતથી હિંદની પ્રજા ઉપર અમલ ચલાવે છે. તેઓ લોકોને વશ રાખે છે. લોકો તેમને પૂજે છે. અને પારકા દેશની પ્રજા પણ બ્રાહ્મણને

હિંદની બીજી નાતો કરતાં ઊત્તમ ગણે છે. બ્રાહ્મ-ણોએ પોતાના આર્ય સ્વદેશીઓ માટે ભાષા ને વિદ્યા ઉપજાવી. ભાષા તે સંસ્કૃત છે.

૨૯. હિંદના લોકના મુખ્ય ત્રણ દેવ છે. (૧) બ્રહ્મા તે પેદા કરનાર. (૨) વિષ્ણું તે પાલન કરનાર. (૩) શિવ તે સંહારનાર. એટલે મારી નાંખનાર.

૩૦ બ્રાહ્મણો તત્વજ્ઞાનથી પણ જાણીતા હતા. તેઓએ તત્વજ્ઞાન ઉપર છ પુસ્તક બનાવ્યાં, તે આજે છ દર્શનના નામથી ઓળખાય છે. પાણિની નામના બ્રાહ્મણે સંસ્કૃત ભાષાનું વ્યાકરણ બનાવ્યું છે, તે આજે પણ ઘણું વખાણાય છે. એ વ્યાકરણ ઈ૦ સ૦ પૂર્વે ૩૫૦ માં રચાયું છે. અને ઉપરના તત્વજ્ઞાનનાં છ દર્શન ઇ૦ સ૦ પૂર્વે ૩૦૦ વર્ષ પર લખાએલાં માલમ પડે છે.

૩૧. બ્રાહ્મણો ખગોળ વિદ્યામાં પણ જાણીતા હતા. તેમણે વર્ષના ૩૬૦ દિવસ કીધા, ને દર પાંચ વર્ષે એક અધિક માસ ઊમેર્યો. તેમને ચંદ્રની કળાનું, ગ્રહોની ગતિનું, રાશીચક્રનું અને રાશીઓનું જ્ઞાન હતું. જ્યારે ઈ૦ સ૦ પૂર્વે. ૩૨૭ માં ગ્રીક લોકો હિંદમાં આવ્યા, ત્યારે બ્રાહ્મણો એ વિદ્યા જાણતા હતા, તથાપિ તેઓની પાસેથી એ વિદ્યા વિષેની ઘણી માહિતી મેળવી. બ્રાહ્મણની એ વિદ્યા અર્બસ્તાનમાં ગઈ, ને ત્યાંથી યૂરોપમાં ગઇ.

૩૨. બ્રાહ્મણો વૈદક શાસ્ત્રમાં પણ જાણીતા હતા. દેવોને બલિદાન આપવા જનાવરને મારતા તેથી તેમના શરીરનું જ્ઞાન થતું. ગ્રીક લોકો બ્રાહ્મણો પાસેથી એ વિદ્યા શિખ્યા છે. અગાઊના વખતમાં

હિંદુસ્તાનના ચરક નામના વૈદકના પુસ્તકને યૂરોપના લોકો ખરૂં માનતા. મુસલમાની રાજ્યમાં મોગલાઇ વૈદક મનાયું, તેથી તથા બ્રાહ્મણો પાછળથી મુડદાંને અડકવાથી દૂર રહ્યા, તેથી બ્રાહ્મણોની વૈદક વિદ્યા દિનપરદિન પડતીમાં આવી.

૩૩. બ્રાહ્મણો સંગિતશાસ્ત્ર એટલે ગાયનકળામાં પણ કુશળ હતા. તેઓએ ગાયનના સાત સૂર કલ્પ્યા છે. બ્રાહ્મણોએ કાયદાને પણ ધર્મનો ભાગ ગણ્યો છે. ઈ૦ સ૦ પૂર્વે ૭૦૦ વર્ષ પર ગૃહ્યસુત્ર નામનું પુસ્તક રચાયું, એ બ્રાહ્મણોનો કાયદો છે. ઈ૦ સ૦ પૂર્વે ૫૦૦ વર્ષ પર મનુસ્મૃતિ લખાઈ, એમાં ઊત્તર હિંદુસ્તાનની રૂઢીઓ છે. ત્રીજું કાયદાનું પુસ્તક યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ છે. એ પુસ્તકોમાં લખ્યા પ્રમાણે હાલ હિંદુઓનો ઘર સંસાર ચાલે છે.

૩૪. બ્રાહ્મણો કવિતા પણ કરી જાણતા. મહાભારત અને રામાયણ એ બે પુસ્તકો કવિતામાં રચાએલાં છે. મહાભારત સંસ્કૃત ભાષામાં સૌથી મોટું છે, એમાં બે લાખ ને ૨૦ હજાર લીટી છે. એમાં પાંડવ કૌરવની લડાઈ એ મુખ્ય બીના છે. બીજું કવિતારૂપ પુસ્તક રામાયણ છે. એમાં ૪૮ હજાર લીટીઓ છે. એમાં અયોધ્યાના રાજા રામની પવિત્ર સ્ત્રી સીતાને લંકાનો રાજા રાવણ હરણ કરી લઈ ગયો, તેને પાછી લાવવા રામે રાવણ ઉપર ચઢાઇ કરી, તેનું વર્ણન છે.

૩૫. રામાયણ ને મહાભારત સિવાય બીજાં વિરરસ કાવ્ય સંસ્કૃતમાં છે. તે રઘુવંશ ને કુમાર સંભવ છે. એના બનાવનાર પ્રખ્યાત કાળીદાસ છે. રઘુવં-

શમાં રામના ગુણનું વર્ણન છે, ને કુમારસંભવમાં યુદ્ધના દેવ કાર્તિકેયના જન્મનું વર્ણન છે. એ કાળીદાસ ઊજ્જનના રાજા વિક્રમના દરબારમાં મુખ્ય પંડિત હતો.

૩૬. સંસ્કૃત ભાષામાં નાટકના પુસ્તકો પણ બ્રાહ્મણોએ બનાવ્યા છે, તેમાં સૌથી પ્રખ્યાત કાળીદાસનું બનાવેલું શકુન્તલા નાટક છે. એમાં શકુન્તલા નામની એક રૂષિની છોકરીને ચંદ્રવંશી રાજા દુષ્યંત જંગલમાં અચાનક મળવાથી મોહી પડી, પરણે છે, અને નિશાનીમાં પોતાની વીંટી આપી જાય છે. એ વીંટી ખોવાવાથી રાજા શકુન્તલાને ઓળખતો નથી. શકુન્તલાને ભરત નામનો છોકરો થયો, ને પાછળથી વીંટી જડવાથી રાજા શકુન્તલાને તથા છોકરાને ઓળખે છે, ને તેની જોડે રહી સુખી થાય છે.

૩૭. નળદમયંતીની વારતા સંસ્કૃતમાં લખાએલી છે, ને તે ઘણી રસીલી છે. વળી બ્રાહ્મણોએ પશુવાર્તાનાં પણ પુસ્તકો લખ્યાં છે. પંચોપાખ્યાનમાં ઘણી મનોરંજક વાર્તાઓ પશુ વિષેની છે. એ પંચોપાખ્યાનનો ફારસીમાં તરજુમો થયો છે, અને તે ઈરાનમાં વપરાતું, ત્યાંથી યૂરોપમાં ગયું. આજે ઇંગ્લાંડને અમેરિકાનાં નાનાં છોકરાંને રાજી કરવાને પંચોપાખ્યાનની વાત કહેવામાં આવે છે.

---

## પ્રકરણ ૫ મું.

૩૮. બ્રાહ્મણોએ પોતાની સત્તા સારા પાયા પર સ્થાપી હતી, તોપણ હિંદુસ્તાનમાં એક નવો ધર્મ

ઉત્પન્ન થયો. એ ધર્મ ચલાવનાર ગૌતમ બુદ્ધ નામનો પુરૂષ હતો. તેથી એ ધર્મનું નામ બૌદ્ધ પડ્યું. ઇ૦ સ૦ પહેલાં ૫૪૩ માં એ ધર્મ સ્થપાયો. અને ઇ૦ સ૦ ના ૯ માં સેંકડામાં એ ધર્મ હિંદમાંથી લય પામ્યો. ગૌતમ એ કપિલવસ્તુના રાજા સુદ્ધોદનનો છોકરો થાય, એ સુદ્ધોદન રાજા શક લોક ઉપર રાજ કરતો હતો. અને તેનું રાજ કાશીની પાસે હતું. કુંવર મોટો થયો, ત્યારે હથિઆર વાપરવામાં ઘણો હોશિઆર જણાયો. એક સ્વયંવર થયો, તેમાં બીજા સાથીઓથી વધારે હોશિઆરી જણાવી, ગૌતમબુધ્ધે કન્યા મેળવી. દશ વર્ષ પછી તને એક છોકરો થયો. આથી સંસારમાં રહી, ઇશ્વરભકિત કરવાને ઘણી હરકત નડશે, એમ ધારી ૩૦ વર્ષની ઊમરે ગૌતમ જંગલમાં નાશી ગયો. પોતાની સાથે આવેલા ચાકરને ઘોડો ને ઘરેણાં પાછાં આપી, પોતાના બાપ પાસે મોકલ્યો. રસ્તે ચાલતાં પોતાનાં સારાં લૂગડાં એક ગરીબને આપી, તેનાં ફાટેલાં વસ્ત્ર પોતે પહેર્યાં. માથાના વાળ કાતરી નાંખ્યા. પટણા પ્રાંતમાં એક બ્રાહ્મણ પાસે કેટલોક વખત સુધી વિદ્યાભ્યાસ કીધો, પછી તે ગયાની પાસેના જંગલમાં રહેવા ગયો, ત્યાં તપ કરી શરીર ગાળી નાંખ્યું. એમ તપ કરવાથી મોક્ષ નહીં મળે, પણ માણસ જાતને ધર્મ સંબધી બોધ કરવાથી મુકિત થશે, એમ ધારી તેણે તપ કરવું છોડી દીધું. અને કાશીની પાસે મૃગવનમાં પહેલ વહેલો બોધ કીધો. જેમ બ્રાહ્મણો ઊંચવર્ણને બોધ કરતા, તેમ એ નહોતો કરતો, પણ તમામ માણસ જાતને બોધ કરતો. તેથી એના ચેલા ઘણા થયા, ને એ ધર્મ ઘણો વધ્યો. પાછળથી બુદ્ધે પોતાના ચેલાને પણ દેશમાં બોધ

કરવાને મોકલ્યા. તેઓ ચાર મહિના ચોમાસું એક ઠેકાણે રહેતા. બહાર, અયોધ્યા ને વાવ્ય પ્રાંતમાં એનો ધર્મ ઘણો ફેલાયો, થોડાં વર્ષ પછી બુદ્ધ પાછો પોતાને ઘેર આવ્યો, ને પોતાના બાપ, બૈરીને છોકરાને બૌદ્ધ ધર્મમમાં લીધાં. ૮૦ વર્ષની ઊમરે ઈ૦ સ૦ પહેલાં ૫૪૩ માં વડની છાયામાં તેનો કાળ થયો. મરતી વખતે તેના ચેલાને કહી ગયો કેઃ—ઊમંગી, વિચારવંત ને પવિત્ર થજો. બુદ્ધ લોકોને નીચેની બાબતનો બોધ કરતો. (૧) મોક્ષ બધા માણસોને મળી શકે છે. (૨) કોઇ દેવને રાજી કીધાથી મોક્ષ થતો નથી, પણ પોતાની કરણીથી થાય છે. (૩) જેવું કરશો, તેવું પામશો. આગલા અવતારમાં જેવાં કર્મ કીધાં હતાં, તેવાં ફળ આ અવતારમાં ભોગવીએ છીએ, ને જેવાં કર્મ આ અવતારમાં કરીશું, તેવાં ફળ આવતા અવતારમાં ભોગવવાં પડશે.

૩૯. ઈ૦ સ૦ પૂર્વે ૨૫૭ માં મગધ અથવા બહાર પ્રાંતના રાજા અશોકે બૌદ્ધધર્મ માન્યો, ને તેને બહુ મદદ કીધી. અને એ ધર્મને રાજ્યધર્મ કરી પોતાના દેશમાં સ્થાપ્યો. વાવ્ય હિંદુસ્તાનમાં ઇ૦ સ૦ ૪૦ માં કનિસ્ક નામનો સિથિયન રાજા રાજ કરતો હતો, તેણે પણ બૌદ્ધધર્મ પોતાના દેશમાં ચાલુ કીધો. ઉત્તર હિંદુસ્તાનમાં ઈ૦ સ૦ ૬૩૦ માં શિલાદિત્ય નામનો રાજા રાજ કરતો હતો, તેણે પણ બૌદ્ધધર્મ માન્યો. અને એ ધર્મના સાધુઓને બોલાવી સભા ભરી, ઘણું દાન આપ્યું.

૪૦. નલન્દના અપાસરામાં ૧૦ હજાર જતિઓ બૌદ્ધધર્મનો, કાયદાનો, વિદ્યાનો અને તત્વજ્ઞાનનો

અભ્યાસ કરતા, તેઓને રાજાએ તરફથી ખોરાકી આપવામાં આવતી.

૪૧. બૌદ્ધધર્મ જેમ જેમ જાૂનો થતો ગયો, તેમ તેમ હિંદમાંથી ઓછો થતો ગયો. અને બ્રાહ્મણોનો શૈવ ધર્મ પાછો ફેલાતો ગયો. હાલ દુનિયામાં ત્રણ ધર્મ ઘણા મોટા છે, તેમાં સૌથી મોટો બૌદ્ધધર્મ છે. એ ધર્મમાં ૫૦ કરોડ માણસ હજી છે. ચીન, બ્રહ્મદેશ, સિંહલદ્વીપ, જપાન ને મસાલાના બેટમાં એ ધર્મ હાલ ચાલે છે.

૪૨. કેટલાક વિદ્વાન એમ કહે છે કે બુદ્ધ નામનો માણસ ઉત્પન્ન થયોજ નથી, ને તેણે કંઇ નવો ધર્મ ચલાવ્યો નથી, પણ કપિલ મુનિના સાંખ્યને આધારે એ બૌદ્ધ ધર્મ થયો છે.

૪૩. બૌદ્ધધર્મ હાલ હિંદમાંથી બીલકુલ નીકળી ગયો નથી. તેનો એક પંથ જૈન નામે છે, અને તેને માનનારા શ્રાવકોના નામથી હાલ ઓળખાય છે. હિંદમાં જૈન ધર્મને માનનારા પાંચ લાખ માણસો છે. તેઓ યજ્ઞ કરતા નથી. કઠણ નિતિ પાળે છે. તેઓ માને છે કે (૧) જેવું કામ આ જન્મારામાં કરીશું, તેવું ફળ આવતા અવતારમાં ભોગવીશું. (૨) અને ગયા ભવમાં જેવાં કામ કીધાં, તેવાં ફળ આ જન્મારામાં ભોગવીએ છીએ. તેઓ માણસ ને પશુની હત્યા કરતા નથી. ૨૪ જીનોને પૂજે છે. જીનો એટલે સિદ્ધ થએલા ધાર્મિક માણસો. તેઓના દેરાંમાં એ જીનોમાંથી હરકોઇની મૂર્ત્તિ હોય છે. તેઓનાં જાત્રાનાં ઠેકાણાં પર્વત ઉપર હોય છે. એઓ ઘણા દાનેશ્વરી છે.

# પ્રકરણ ૬ ઠું.

૪૪. ઈ૦ સ૦ પૂર્વે ૩૨૭માં ગ્રીસ દેશના મકદુનિયા પ્રાંતનો રાજા સિકંદર હિંદપર ચઢી આવ્યો. અટક નદી ઓળંગી, તાકસીલીઝ લોકના મુલકમાં થઇ, ઝેલમ નદી આગળ આવ્યો. પંઝાબના કેટલાક રાજા ઓમાંથી **પોરસ** નામનો રાજા તેની સામે લડવા તૈયાર થયો, ચિલિયનવાળા નામનું ગામ હાલમાં છે. તેની પાસે ઝેલમ નદી ઉપર લડાઇ થઇ, તેમાં પોરસ હાર્યો. અને તેનો છોકરો માર્યો ગયો. પોરસ જખમી થયો, ને નાઠો, પણ પાછળથી સિકંદરને શરણે આવ્યો. તેને સિકંદરે પોતાના મિત્ર તરીકે માન્યો. અને તેનું રાજ્ય તેને પાછું આપ્યું. આ ઠેકાણે જલાલપૂર શેહેર આગળ **બુકેફલા** નામનું ગામ સિકંદરે વસાવ્યું, શાથી જે એ લડાઇમાં બુકેફલા નામનો તેનો વહાલો ઘોડો મરણ પામ્યો હતો, તેનું નામ કાયમ રાખવા એ ગામનું નામ એવું પાડયું. અને ઝેલમ નદીની પૂર્વે નિકાયા શેહેર વસાવ્યું, જેને હાલ **મોંગ** કહેછે. અહીંથી સિકંદર સિંધમાં ગયો, અને સંગળ ગામ આગળ કાથેઆઇ લોક જોડે લડયો.

૪૫. મુલતાનના માલ્લી લોક જોડે લડતાં સિકંદરને સકત ઘા લાગ્યા, તેથી ખીજવાઇને તે શેહેરનાં માણસોને કતલ કીધાં. અને સિંધમાં જ્યાં પાંચ નદીઓ મળે છે, ત્યાં સિકંદરીઆ શેહેર વસાવ્યું, જેને હાલ **ઉચ્છ** કહે છે. તેણે નદીના ડેલ્ટા ઉપર પતલ હૈદ્રાબાદ નગર ફરીથી સમરાવ્યું. અહીંથી પોતાના લશકરના બે ભાગ કરી એકને પગવાટે ને એકને સમુદ્ર માર્ગે સુસા શેહેરમાં લઈ ગયો. રસ્તે તેને અન્ન

પાણીની બહુ તંગી પડી. જીતેલા મુલકમાં તે પોતાની તરફના સૂબા મૂકી ગયો હતો. તુર્કસ્તાનના બાબિલન શેહેરમાં ઈ૦ સ૦ પૂર્વે ૩૨૩ માં તેનો કાળ થયો. તેના મુઆ પછી તેના સરદાર સેલ્યુકસના તાબામાં હિંદુસ્તાન આવ્યું.

૪૬. મગધ અથવા બિહારના નંદવંશનો નાશ થયા પછી, ત્યાં **ચંદ્રગુપ્તે** પોતાનું રાજ્ય સ્થાપ્યું. અને ઇ૦ સ૦ પૂર્વે ૩૧૬માં પાટલિપુત્ર અથવા પટનામાં પોતાની રાજધાની કીધી. સેલ્યુકસે એ ચંદ્રગુપ્તને પંઝાબ ને કાબુલને લગતો પ્રાંત વેચાતો આપ્યો. અને ચદ્રગુપ્ત સાથે પોતાની દીકરી પરણાવી. અને ચંદ્રગુપ્તના દરબારમાં પોતાનો વકીલ મોકલ્યો. **મેગાસ્થનેસ** નામનો વિદ્વાન લખે છે કે, હિંદુ લોકોની ૭ જાતિ હતી. (૧) તત્વજ્ઞાન જાણનારા. (૨) ખેડુત. (૩) ભરવાડ. (૪) કારીગર. (૫) ક્ષત્રી એટલે લડનારા. (૬) ચોકસી રાખનારા. (૭) કારભારી. એ વકીલ હિંદુસ્તાનની સ્ત્રીનું પતિવ્રતપણું અને પુરૂષોની બહાદુરી જોઈ, નવાઈ પામ્યો. લોકોને બારણે તાળાં વાસવાની જરૂર નહતી, હિંદુ કદી જાુઠું બોલતા નહીં, ફેર પણ કરતા નહીં, તેઓ ઉદ્યોગી, ખેતી કરવામાં હોશિઆર ને હુન્નરમાં ચતુર હતા. સરકારમાં તેઓ દાવો લડવા જતા નહીં.

૪૭. સિકંદર પછી **બાકત્રિઆના ગ્રીક લોકોએ** હિંદપર ચઢાઇ કરી. એક વખત તેઓ છેક મથુરા સુધી આવ્યા હતા. બીજી વખત તેઓ છેક કચ્છ સુધી આવ્યા હતા. પરંતુ તેમણે કંઇ રાજ્ય સ્થાપ્યું નથી. ગ્રીક લોકની કોતરણી હજીપણ કેટલાંક હિંદુ દેવાલયમાં જોવામાં આવે છે.

## પ્રકરણ ૭ મું.

૪૮. ગ્રીક લોકોની સવારી બંધ પડ્યા પછી મધ્ય એશિઆમાંથી શક અથવા સિથિઅન લોકો હિંદપર ચઢાઇ કરવા લાગ્યા. તેઓએ ઘણી ચઢાઈ કરી છે.

૪૯. શક લોકની એક ટોળી પંઝાબમાં આવી, તેમણે ગ્રીકનું જે રાજ્ય હતું, તે જીત્યું. પછી ધીમે ધીમે ઊત્તર હિંદુસ્તાનમાં શક લોકોએ પોતાનું રાજ્ય ફેલાવ્યું. કનિસ્ક નામનો પ્રખ્યાત રાજા જે પાંચમા પ્રકરણમાં આવી ગયો, તે સિથિઅન હતો. તેની ગાદી કાશ્મિરમાં હતી. એ સિથિઅન કે શક લોક હાલ પણ હિંદમાં છે. **ગેટે** નામના શક લોકો હિંદમાં આવ્યા હતા, તેઓ હાલમાં જાટ લોકો કહેવાય છે. અને જાટ લોકોમાં ઘે નામનો એક વિભાગ છે, તે અસલના **દાહે** નામે શક લોકોમાંથી ઊત્પન્ન થયા છે.

શક લોકોને હિંદમાંથી કાઢી મૂકવાને ઘણા રાજાએ મ્હેનત કરી હતી, તેમાં માળવાના ઊજ્જન શહેરનો **વિક્રમ** મુખ્ય હતો. અને તે શક લોકોનો કટ્ટો દુશ્મન હતો, માટે તેને લોકો શકારિ (શક—અરિ) કહેતા. એ વિક્રમે ઇ૦ સ૦ પહેલાં ૫૭ માં પોતાના નામનો સંવત ચલાવ્યો, તે હજી ચાલે છે. એ રાજા જેવો બહાદૂર હતો, તેવોજ વિદ્વાન પણ હતો. એના દરબારમાં સારાસારા વિદ્વાનની સભા હતી, તેમાં કાળીદાસ મુખ્ય હતો.

૫૦. **શાલિવાહન** નામનો હિંદી રાજા શક લોકની સામે થયો, ઇ૦ સ૦ પૂર્વે ૭૮ માં એ શાલિવાહનના નામપરથી શક ચાલ્યો, જે હજી ચાલે છે. વળી

મુંબઇની વાવ્યમાં આવેલા **શાહ** કુળના રાજાએ શક લોકોની સાથે લડાઇ કરી હતી. ઊત્તર હિંદમાં **ગુપ્ત** નામે રાજા થઈ ગયા, તેમણે પણ શક લોકોની સાથે લડાઇ કરી હતી.

---

## પ્રકરણ ૮ મું.

**૫૧.** હિંદુસ્તાનમાં જે લોક વસે છે, તે મુખ્ય ત્રણ જાતના બનેલા છે. એમ આપણે જાણ્યું. (૧) અનાર્ય કે અસલના રહીશો. (૨) આર્ય લોક જે પશ્ચિમ એશિઆમાંથી આવ્યા તે. (૩) શક અથવા સિથિઅન લોક મધ્ય એશિઆમાંથી આવ્યા તે. એ ત્રણેમાંથી અનાર્ય લોક શિકાર કરીને રહેનારા અને દૈત્યને પૂજનારા હતા. આર્ય લોક ખેતી કરી જીવનારા ને હિતકારી દેવને પૂજનારા હતા. શક અથવા સિથિઅન લોક અનાર્યની પેઠે શિકાર કરી જીવનારા નહતા, તેમ આર્યની પેઠે ખેતી કરી જીવનારા પણ નહતા, પણ પોતાના ઢોરને લઇ જ્યાં ચારો મળે ત્યાં ભટકનાર ભરવાડની સ્થિતિમાં હતા

**૫૨.** હિંદુ લોકમાં ધર્મ ચલાવનારા કેટલાક પુરૂષો થઇ ગયા, તેઓના ચરિત્રનું પુસ્તક છે, તેને **ભક્તમાળા** કહેછે. અને તેનો બનાવનાર નાભાજી નામનો હતો. એ પુસ્તક ૩૦૦ વર્ષપર રચાયું છે.

**૫૩.** ધર્મના ઉપદેશ કરનાર બિહારનો **કુમારિલ** નામનો બ્રાહ્મણ હતો, એણે બૌદ્ધ મત તોડ્યો, ને શૈવ પંથ સ્થાપ્યો. એનાથી વધારે પ્રખ્યાત એનો શિષ્ય

**શંકરાચાર્ય** હતો. એનો જન્મ મલબારમાં થયો. આખા હિંદુસ્તાનમાં ફરી ઠેઠ કાશ્મિર સુધી એણે શૈવ ધર્મનો બોધ કીધો. ૩૨ વર્ષની ઊમરે હિમાલયમાં કેદરનાથમાં તેનો કાળ થયો.

૫૪. મહાદેવના લિંગની પૂજા થાય છે. તેનું વાહન પોઠિઓ છે, અને તેની સ્ત્રી ઊમા (તેજ) નામની દેવી છે. મહાદેવને માનનારા ઘણી જાતના લોકો છે. બ્રાહ્મણો, દંડી સન્યાશીઓ, જોગીઓ વિગેરે મહાદેવના ભક્ત છે. વળી અઘોરી લોક પણ મહાદેવના ભક્ત છે. કેટલાક લોક મહાદેવને માણસનો ભોગ પણ આપતા. મહાદેવનું ત્રિશુળ તેના દેહેરા ઉપર રાખવામાં આવે છે. ગળામાં ખોપરીની માળા, કોટમાં સાપ વીંટાળેલા, વાઘનું ચામડું પહેરેલું, એવું મહાદેવનું રૂપ છે. તેને પાંચ મુખને ચાર હાથ છે.

૫૫. વિષ્ણુ એટલે સૂરજ એટલે જગતનો પાલનાર દેવ છે. તેણે માણસના અવતાર દશ વખત લીધા છે. તેને હિંદુ લોકો પરમેશ્વર માને છે. એ દશ અવતારમાં બે મુખ્ય છે. પહેલો રામ કે જેની કથાનું પુસ્તક રામાયણ છે. બીજો કૃષ્ણ કે જેની કથા ભાગવતમાં છે. ત્રીજો પ્રખ્યાત અવતાર જગન્નાથનો છે. તેની મૂર્ત્તિ હાલ જગન્નાથ શેહેરમાં છે. વિષ્ણુ સ્નેહી દેવ છે. ફુલ વિના બીજું કંઇ માગતા નથી. હત્યાને તે પાપ ગણે છે. વિષ્ણુપુરાણ નામનું પુસ્તક છે, તેમાં એની કથા છે. એ પુસ્તક ૧૧ મા સૈકામાં બન્યું.

૫૬. વિષ્ણુપંથનો બોધ કરનાર પ્રથમ **રામાનુજ** નામનો બ્રાહ્મણ દક્ષિણ હિંદમાં ઊપન્ન થયો. તેણે

શૈવમાર્ગની સામા વૈષ્ણવપંથ ચલાવ્યો. તેથી દક્ષિણના ચેલા નામના રાજાએ રામાનુજ ઉપર ગુસ્સે થઇ જુલમ કીધો. તેથી રામાનુજ ત્યાંથી નીકળી મહીસૂરમાં ગયો. ને તે દેશના રાજાની દીકરીના દીલમાંથી ભૂત કાઢયું, તેથી રાજા વૈષ્ણવ થયો. રામાનુજનું મરણ થયાં પહેલાં તેના ૭૦૦ મઠ હતા. તેમાંના ચાર હજી હયાત છે. રામાનુજ પછી તેનો પાંચમો શિષ્ય **રામાનંદ** થયો. તે કાશીના એક મઠમાં રહેતો. એના ચેલા ઊંચ જાતના નહતા, પણ એક ખાલપો, બીજો હજામ અને સૌથી વધારે મખ્યાત શાળવી હતો. રામાનંદ ઇ૦ સ૦ ૧૩૦૦માં થયો.

૫૭. રામાનંદના બાર ચેલામાંનો એક **કબીર** હતો. તેણે પોતાના નામ ઉપરથી કબીરપંથ ચલાવ્યો. એ પંથ બંગાળામાં ચાલ્યો. હિંદુ અને મુસલમાન એ બંનેને માફક આવે એવો ધર્મ ચલાવવા માંડયો. એ કબીર ૧૪૨૦ માં થઇ ગયો. કબીર કહેતો કે હિંદુનો રામ ને મુસલમાનનો અલ્લા એકજછે.

૫૮. ચૈતન્ય પંથ ઇ૦ સ૦ ૧૪૮૫માં સ્થાપન થયો. એ પંથનો ચલાવનાર **ચૈતન્ય** નામનો બ્રાહ્મણ બંગાળાના નદીઆ ગામમાં જન્મ્યો હતો તે જુવાનીમાં કોઈ મખ્યાત ભકતની છોકરી જોડે પરણ્યો હતો. ચોવીસ વર્ષની ઊમરે તેણે સંસાર ત્યાગ કીધો. અને ઓરિસા માંતમાં જઈ, ધર્મનો બોધ કરવા લાગ્યો. ઇ૦ સ૦ ૧૫૨૭માં તે અદૃશ્ય થયો, એટલે મરી ગયો. બંગાળાને ઓરિસામાં તેણે જગન્નાથની ભકિત જોડે વૈષ્ણવ મત ચલાવ્યો. ચારસે વર-

સ થયાં લોકો તેને વિષ્ણુના અવતાર ગણી પૂજે છે તેનો મત એવો હતો કે, બધાં માણસ ભક્તિ કરી શકે, અને બધા માણસો ભક્તિથી એક સરખા શુદ્ધ થાય છે. પૂજા કરવાથી મોક્ષ મળતો નથી, પણ પરમેશ્વરનું ધ્યાન ધરવાથી મુક્તિ મળે છે. તે ચેલાઓને કહી ગયો કે, ગુરૂને દેવ માનવા નહીં, પણ પિતા સમાન માનવા. એના પંથમાં બધી જાતનાં માણસો છે. તેમાં સ્ત્રી અને પુરૂષ, કુંવારા ને પરણેલા બધા સાધુ થઈ શકે. એના મુઆ પછી એના ધર્મમાં એક ઊપપંથ નીકળ્યો. તેમાં સ્ત્રીઓ પણ સાધુડી થવા લાગી.

૫૯. ઈ૦ સ૦ ૧૫૨૦માં વલ્લભ સ્વામી થયા. એમણે ઊત્તર હિંદમાં એવો બોધ કરવા માંડ્યો કે, મોક્ષને માટે કાયા કષ્ટની જરૂર નથી. સંસારમાં રહી, ખરા દીલથી પરમેશ્વરની ભક્તિ કરવામાં આવે, તો તેથી મુક્તિ મળી શકે છે. વલ્લભસ્વામીએ બાલકૃષ્ણની ભક્તિ શરૂ કીધી, અને તેનો બોધ કીધો. બાલકૃષ્ણની પૂજાના આઠ વિધિ ઠરાવ્યા છે. તેમાં બાલકૃષ્ણની મૂર્તિને નવડાવી અત્તર લગાડે છે. અને તરેહ તરેહના રંગનાં વસ્ત્ર પહેરાવે છે. ઘણા કિંમતી, સ્વાદિષ્ટ, અને ભાત ભાતના ખાવાના પદાર્થ તેને ધરાવે છે. અને એના સાધુઓ સુંદર વસ્ત્ર, આભુષણ અને મિષ્ટાન્ન વાપરે છે. તથા સ્ત્રી પરણે છે.

૬૦. ઘણા કેળવાએલા બ્રાહ્મણ ઇશ્વરના કોઈ રૂપને પસંદ કરી, તેની સેવા કરે છે. સાધારણ બ્રાહ્મણો દક્ષિણ હિંદમાં શિવના લિંગની પૂજા કરે છે. મધ્યમ વર્ગના અને વેપારી લોકો વિષ્ણુની સેવા કરે છે.

નીચવર્ણના લોકો મહાદેવનાં ભયંકર રૂપની ભક્તિ કરે છે. પણ દરેક કેળવાએલો હિંદુ સમજે છે કે, પરમેશ્વરનું હરકોઇ રૂપ તે તેનો ઇષ્ટદેવ છે.

## પ્રકરણ ૯ મું.

૬૧. બૌદ્ધ ધર્મને હઠાવી હિંદમાં હિંદુ ધર્મ પ્રબળ થતો હતો, તેવામાં અર્બસ્તાનમાં એક બીજો ધર્મ સ્થાપન થયો. એ ધર્મ ચલાવનાર મહમદ પેગમ્બર હતો, એ ધર્મનું નામ ઇસલામીકે મુસલમાન હતું. મહમદનો જન્મ ઇ૦ સ૦ ૫૭૦માં થયો. અને તેનો કાળ ૬૩૨ માં થયો. તેના મુઆ પછી મુસલમાનોએ હિંદુકુશ પર્વત સુધીમાં મુસલમાની ધર્મ ચલાવ્યો.

૬૨. મહમદ પેગંબરના મુઆ પછી ઇ૦ સ૦ ૬૩૬માં ઊસ્માને ભરૂચ ઉપર વહાણ મારફતે ચઢાઇ મોકલી. ઇ૦ સ૦ ૬૬૨ પછી સિંધ તરફ લૂટ કરવાને આરબો આવ્યા, પણ કંઈ વળ્યું નહીં. હિંદી બંદરમાં આરબનું વહાણ કબજે કરયું હતું, તેની નુકસાની ભરી લેવા ઇ૦ સ૦ ૭૧૨ માં કાસમ નામના આરબે સિંધ ઉપર ચઢાઈ કરી, ત્યાં જીત મેળવીને થાણાં બેસાડ્યાં. પણ ઇ૦ સ૦ ૭૧૪માં તેનું મોત થયું. રજપૂતો મરતાં સુધી એ આરબોની સામે લડ્યા, અને ૭૫૦માં મુસલમાનોને હિંદમાંથી હાંકી કાઢ્યા.

૬૩. અફઘાનિસ્તાનના પઠાણ લોક ધાડ પાડતા હતા, તેથી ખીજવાઇને લાહોરના જયપાળ રાજાએ અફઘાનના સબક્તગીન પાદશાહ પર ચઢાઈ કરી, પણ

હાર્યો, ને ભારે દંડ આપવાનું વચન આપી, પાછો દેશમાં આવ્યો. એ દંડ વસુલ લેવાને સબકતગીન હિંદુસ્તાન પર ચઢ્યો. ને પેશાવરમાં દશ હજાર સ્વારનું થાણું બેસાડ્યું.

૬૪. ઈ૦ સ૦ ૯૯૭માં સબકતગીનના મુઆ પછી તેના છોકરા મહમદ ગીઝનવીએ પોતાનું રાજ ઈરાન અને હીંદ તરફ વધાર્યું. હિંદુસ્તાન ઉપર એણે ૧૭ સ્વારી કરી, તેમાં ૧ લી ઈ૦ સ૦ ૧૦૦૧ માં કરી હતી. એ સતરમાની ૧૩ પંઝાબ ઉપર કરી હતી. કાશ્મિર પર એક ચઢાઈ કરી, પણ ફતેહ મળી નહીં. બાકીની અનુક્રમે કનોજ, ગ્વાલિયર અને સોમનાથ પર કરી હતી. લાહોરના જયપાળને ઘણીવાર હરાવ્યો, તેથી તે પોતાનું અપમાન થએલું સમજી બળીમુઓ. છઠી સ્વારી ઈ૦ સ૦ ૧૦૦૮ માં કરી, તેમાં હિંદી સ્ત્રીઓએ લડાઇમાં મદદ કરવાને પોતાના દાગીના આપ્યા હતા. આ લડાઈમાં અયોધ્યા અને માળવા સુધીના દેશી રાજાઓ મહમુદની સામે લડવા આવ્યા હતા. મહમુદે હુમલો કીધો, પણ હાર્યો. ને ઘક્કર નામના પહાડી લોકોએ મુસલમાન ઉપર ધસારો કરી ૪ હજાર મુસલમાનને કાપી નાંખ્યા. તોપણ મહમુદ થાણેશ્વર ને નગર કોટના દેહેરાંમાંથી પુષ્કળ દ્રવ્ય લઇ ગયો. છેલ્લી સ્વારી ઈ૦ સ૦ ૧૦૨૪ માં સોરઠી સોમનાથ ઉપર કરી, આ ચઢાઇમાં ઘણીવાર મહમુદને પાછો હઠાવ્યો, પણ આખરે હિંદુઓ હાર્યા. પૂજારીઓએ મૂર્ત્તિ નહીં ભાંગવા ઘણી વિનંતિ કરી, ને ઘણા પૈસા આપવા કહ્યું, પણ મહમુદે મૂર્ત્તિ વેચવા કરતાં ભાગવાનું વધારે પસંદ કીધું. દેહેરા-

નાં બારણાંના તથા મૂર્ત્તિના કકડા મહમુદ ગીજની લઈ ગયો, પાછા જતાં સિંધના રેતીના રણમાં એને ઘણું દુઃખ પડયું. ઇ૦ સ૦ 1030માં મહમુદ મરણ પામ્યો.

૬૫. મહમુદ ઘણો ભણેલો હતો. અને તે વિદ્યાને ઊત્તેજન આપતો. ફીર્દુસી નામના કવિ પાસે શાહનામું એટલે પાદશાહોની હકીકતનું પુસ્તક રચાવ્યું. અને કહ્યું કે, એ પુસ્તકના જેટલા શ્લોક થશે તેટલા સોનાના દામ આપીશ. તેના ૬૦ હજાર શ્લોક થએલા જોઇ, પાદશાહે કહ્યું કે, સોનાના નહીં પણ રૂપાના દામ મળશે. તેથી કવિ નારાજી થઇ પાદશાહની અપકીર્ત્તિની કવિતા કરવા લાગ્યો. અને શહેર છોડી ગયો. પાછળથી પાદશાહે ૬૦ હજારને બદલે એક લાખ સોનાના દામ મોકલ્યા, પણ તે લેવાને કવિ જીવતો નહતો. ગીજની વંશના છેલો પાદશાહ ખુશરૂ હતો, તેને ઘોર લોકોએ હરાવ્યો, ને દેશ બહાર નસાડી મૂકયો. તે લાહોરમાં આવીને રહ્યો. ત્યાંથી પણ ઘોર લોકોએ તેને કાઢયો.

૬૬. ઇ૦ સ૦ ૧૧૯૧ માં મહમદ ઘોરીએ દિલ્હી ઉપર ચઢાઈ કરી, પણ જખમી થઇ પાછો ગયો. દિલ્હીનો ચોહાણ રાજા કનોજના રાઠોડ રાજાની દીકરીને તેના પિતાની મરજી વિના હરણ કરી લઈ ગયો, તેથી કનોજનો રાઠોડ દિલ્હીપર ચડ્યો. અને દિલ્હી ઉપર બીજી સ્વારી કરાવવાને તેણે મહમદ ઘોરીને ૧૧૯૩માં બોલાવ્યો. મહમદ જ્યારે દિલ્હી પર આવ્યો, ત્યારે તોમાર કુળનો રાજા ત્યાં હતો. એ વખતે અજમેર પણ તેને તાબે હતું. માંહોમાંહેના

કુસંપને લીધે બીજા રાજાઓએ મદદ ન આપી, તેથી દિલ્હિપતિ પૃથુરાજ ૧૧૯૩ માં **થાણેશ્વર** ની લડાઈમાં હાર્યો, ને માર્યો ગયો, તેની રાણી તેની પાછળ સતી થઇ. ઘોરી પાદશાહે પછી અજમેર કબજે કર્યું. અને ૧૧૯૪ માં કનોજ પર ચઢયો, અને ત્યાંના રાજાને હરાવ્યો, ને માર્યો. મહમદ ઘોરીએ કાશી અને ગ્વાલિયર જીત્યાં, અને તેના એક સરદારે ઇ૦ સ૦ ૧૧૯૯ માં બહાર અને ૧૨૦૩ માં બંગાળા જીત્યા. બંગાળાનો રાજા લક્ષ્મણસેન પોતાની રાજધાની નદીઆમાંથી નાશી ગયો, ને જગન્નાથમાં ભરાયો. ઇ૦ સ૦ ૧૨૦૩ માં ઘક્કર લોકોએ મહમદ ઘોરી પાસેથી લાહોર પાછું લીધું. અને ઇ૦ સ૦ ૧૨૦૬ માં સિંધુને કાંઠે મહમદ છાવણી નાંખી પડયો હતો, તેને રાત્રે ઘક્કર લોકોએ ઊંઘતો મારી નાંખ્યો. મહમદનો જીતેલો મુલક તેના સરદારને ભાગે આવ્યો,



## ૬૭. ગુલામવંશઃ—૧૨૦૬ થી ૧૨૯૦.

મહમદ ઘોરીનો સરદાર કુતુબુદ્દીન હિંદનો પાદશાહ થયો. તેણે દિલ્હીમાં રાજગાદી બનાવી. અને કુતબ મિનાર અને કુતુબ મસીદ બંધાવ્યાં. તે જાતે ગુલામ હતો, માટે તેના વંશનું નામ ગુલામ વંશ પડ્યું. હિંદુસ્તાનમાં રહી રાજ્ય કરનાર મુસલમાન પાદશાહોમાં એ પહેલો હતો. એનો કાળ ૧૨૧૦માં થયો.

૬૮. કુતુબુદ્દીન પછી તેનો છોકરો આરામ ગાદીએ બેઠો, એના વખતમાં કંઈ જાણવા જોગ હકીકત બની નથી.

૬૯. આરામ પછી કુતુબુદ્દીનનો જમાઈ અલ્તમસ ગાદીએ બેઠો. નીચલા બંગાળા ને સિંધના મુસલમાન હાકેમો સ્વતંત્ર થઈ ગયા હતા, તેને એણે જીત્યા. એના વખતમાં **ચંગિસખાન** નામના મોગલ સરદારે હિંદપર ચઢાઇ કરી. પણ સિંધુ નદી તેનાથી ઓળંગાઈ નહીં, તેથી દીલ્હિ ઉપર આવી શક્યો નહીં. પંઝાબ, વાવ્યપ્રાંત, અયોધ્યા, બિહાર, બંગાળા, અજમેર, ગ્વાલિયર, માળવા અને સિંધ અલ્તમસના વખતમાં જીતાયાં. બગદાદના ખલિફાએ અલ્તમસને હિંદનો સુલતાન માન્યો.

૭૦. અલ્તમસ પછી રૂકનુદ્દીન પાદશાહ થયો, તે માઠી ચાલનો પાદશાહ હતો, તેની પાસેથી તેની બેન રજીઆ બેગમે રાજ લઈ લીધું.

૭૧. દિલ્હીના મુસલમાન સુલતાનોમાં નારીજાતિમાં માત્ર **રજીઆબેગમ** હતી, એ અલ્તમસની દીકરી થાય, એ કુરાન ભણેલી ને રાજકાજમાં હોશિઆર હતી. દુઃખને વખતે દ્રઢ રહેવાની તેનામાં ટેવ હતી. તેના ઘોડા ખાતાના ઉપરી ઉપર તેની ઘણી મહેરબાની હતી, તેથી પઠાણ સરદારો નારાજી થઇ, એ બાઇને મારી નાંખી.

૭૨. રજીઆબેગમ પછી તેના ભાઈ **બેહેરામને** ગાદી મળી, એ શાહ બુદ્ધિહિન તથા તામસી હતો. મુગલો ચઢી આવ્યા, તેને કાઢવા એણે લશ્કર મોકલ્યું,

એ લશ્કરે બંડ કરી બેહેરામને મારી નાંખ્યો.

૭૩. બેહેરામ પછી તેનો ભત્રિજો **મસુદ** ગાદીપતિ થયો. એ પણ માઠી ચાલનો જણાયો, તેથી તુર્ક સરદારોએ એને ગાદીથી ઊઠાડી કેદી બનાવી, એના કાકા **નાસીરૂદ્દીન**ને પાદશાહ બનાવ્યો. આ પાદશાહ સદ્‌ગુણી ને ફકીરી ચાલનો હતો. એને એક જ બેગમ હતી, ને તેની પાસે રંધાવીને જમતો, તથા કુરાનનો ઊતારો કરવામાં વખત કાઢતો. તેનો વજીર **બલબન** રાજ્યકારભાર ચલાવતો. બુંદેલખંડ ને મેવાડના રજપૂતો મુસલમાની રાજ્યની સામુ થયા, તેને બલબને હરાવ્યા. નાસીરૂદ્દીનને પુત્ર નહીં હોવાથી તેના મુઆ પછી તેનો વજીર બલબન ગાદીનશિન થયો.

૭૪. **બલબને** તુર્ક સરદારોનું બળ વધી ગયું હતું, તે નરમ પાડયું. એ અલ્તમસનો જમાઇ હતો. બંગાળામાં બંડ થયું, તે બંડ સમાવી દીધું, ને શાહજાદા બકારાખાંને તે પ્રાંતનો સુબો બનાવી, ત્યાં મોકલ્યો, એનો મોટો છોકરો મુગલો જોડે લડતાં મરાયો. એ મરનારના છોકરાને ગાદી મળે, એવી ગોઠવણ બલબને કરી હતી, પણ તેના મુઆ પછી બકારાખાંના દીકરા **કૈકુબાદને** ગાદી મળી.

૭૫. આ જુવાન પાદશાહ એશ આરામમાં પડયો, ને રાજ્યકારભાર **નાજીમુદ્દીન** નામના વજીરને સોંપ્યો. આ વજીરે પાદશાહના સગાની સાથે પાદશાહને કજીઓ કરાવ્યો, ને કેટલાકને મારી નાંખ્યા. પાદશાહનો બાપ જે બંગાળાનો સુબેદાર હતો, તેના પર ચઢાઇ કરાવી,

પણ પાછળથી સલાહ થઇ. વજીરની આવી માઠી ચાલથી પાદશાહ નારાજી થયો, ને તેને ઝેર દઇ માર્યો, પણ પાદશાહમાં રાજ્ય ચલાવવા જેટલી હોશિઆરી નહીં હોવાથી જલાલુદ્દીન નામના ખિલજી સરદારને વજીર બનાવ્યો. એ વજીરે પાદશાહનો તથા તેના વંશજનો ઘાત કરાવી, પોતે પાદશાહ થયો.

## ૭૬. ગુલામ વંશની વંશાવળી.

| પાદશાહનું નામ. | ગાદીએ બેઠાના સન. |
|---|---|
| ૧ કુતબુદ્દીન............ ......... | ૧૨૦૬. |
| ૨ આરામ.... ..... ........ ...... | ૧૨૧૦. |
| ૩ અલ્તમસ........... ......... | ૧૨૧૦. |
| ૪ રૂકનુદ્દીન...... ................ | ૧૨૩૫. |
| ૫ રજીઆબેગમ.................... | ૧૨૩૬. |
| ૬ બહેરામ...... ..... .......... | ૧૨૩૯. |
| ૭ મસુદ...... ...... ............ | ૧૨૪૧. |
| ૮ નાસિરૂદ્દીન...... ...... ...... | ૧૨૪૬. |
| ૯ બલબન...... ... ............ | ૧૨૬૫. |
| ૧૦ કૈકુબાદ....................... | ૧૨૮૭. |

---

## ખિલજી વંશ ૧૨૯૦થી ૧૩૨૦.

૭૭. કૈકુબાદ પછી **જલાલુદ્દીન** ખિલજી પાદશાહ થયો. ગુનેગારોને યોગ્ય શિક્ષા નહીં થતી, તેથી લોકો બહુ દુઃખી થયા. એ પાદશાહનો ભત્રિજો

અલાઊદ્દીન **કરા** પ્રાંતનો સુબો હતો, તેણે દક્ષિણ હિંદમાં ચડાઇ કરીને **ભીલ્સા** શહેર લૂટયું, ને બુંદેલખંડ ને માળવાના રાજાને ખંડીઆ બનાવ્યા. દક્ષિણના દેવગિરિના રાજા **રામદેવ**ને હરાવી પુષ્કળ લૂંટ મેળવી, પાછો પોતાના પ્રાંતમાં આવ્યો. એ લૂંટમાં ભાગ આપવાને પોતાના કાકાને કોરામાં બોલાવ્યો. ઘરડો જલાલુદ્દીન ભત્રિજાનો હાથ ઝાલવા જાય છે, એટલામાં દુષ્ટ અલાઊદ્દીને તેને મારી નંખાવ્યો.

૭૮. **અલાઊદ્દીન** જે લૂટ લાવ્યો હતો, તે અમીરોને વહેંચી આપી, ને પાદશાહ થયો. ઈ૦ સ૦ ૧૨૯૭ માં ગુજરાત જીત્યો. ઇ૦ સ૦ ૧૩૦૦ માં **રીતિમ્બુર** ગઢ જીત્યો. સીસોદીઆ રજપૂતોને હરાવી **ચિતોડ** ગઢ જીત્યો. ઈ૦ સ૦ ૧૨૯૫ માં મોગલો ચઢી આવ્યા, તેને દિલ્હી આગળ હરાવ્યા. વળી ૧૩૦૪–૫ માં મુગલો ફરીથી ચઢી આવ્યા, તેને પણ એણે હરાવ્યા. ત્યાર પછી એના ભત્રિજા સુલેમાને બંડ કીધું, તેને હરાવ્યો ને માર્યો. ઈ૦ સ૦ ૧૩૦૩ માં પોતાના ગુલામ મલેક **કાફુર**ને બંગાળે થઇ વરંગુળ પર ચઢાઇ કરવા મોકલ્યો. એ મલેક કાફુરને અલાઊદ્દીને ખંભાતની લૂટમાંથી આણ્યો હતો. ઇ૦ સ૦ ૧૩૦૬ માં કાફુરે માળવા, ખાનદેશ ને મહારાષ્ટ્ર પર ચઢાઈ કરી. મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિ જીતી ત્યાંના રાજા રામદેવને દિલ્હી લઇ ગયો, અલાઊદ્દીન મેવાડ જીતવામાં રોકાયો હતો, તેવામાં કાફુરે કર્ણાટક પર ચઢાઈ કરી, ઠેઠ રામેશ્વર સુધી પહોંચ્યો. અને રામેશ્વરમાં એક મસિદ બંધાવી. ઈ૦ સ૦ ૧૨૯૨ માં

મોગલો પોતાનો તાતાર ધર્મ છોડી મુસલમાન થયા, તેમને રહેવાને પાદશાહે એક પરૂં દિલ્હીમાં વસાવ્યું, તેને મોગલ પરૂં કહે છે. ગુજરાતના હિંદુઓએ પાછું બંડ કરી, મુસલમાનને પોતાના દેશમાંથી કાઢી મૂકયા. ચિતોડગઢ રજપૂતોએ પાછો જીતી લીધો, અને દક્ષિણમાંથી કેટલાંક મુસલમાન થાણાંને હિંદુઓએ ઊઠાડી મૂક્યાં. કાફુરે પાદશાહને જુઠું સમજાવી બે શાહજાદાને તથા બેગમને કેદ કરાવ્યાં હતાં. ઈ૦ સ૦ ૧૩૧૫માં મલેક કાફુરે તેને ઝેર દઇ માર્યો.

૭૯. અલાઊદ્દીન પછી તેના છોકરા **ઉમરના** નામથી કાફુર રાજ્ય કરવા લાગ્યો. જે બે શાહજાદા કેદમાં હતા, તેની આંખો કાફુરે ફોડાવી, ને ત્રીજા મુબારકને મારી નાંખવાને મારા મોકલ્યા, પણ એ મારાને મુબારકે પુષ્કળ દ્રવ્ય આપ્યું, તેથી તેઓએ ઊલટો કાફુરનેજ મારી નાંખ્યો, ને ઊમર જે નાની વયનો હતો, તેને આંધળો કર્યો.

૮૦. ઊમરના પછી **મુબારક** પાદશાહ થયો, ગાદી મળ્યાની ખુશાલીમાં ઘણા કેદીને છોડી મૂકયા, ને વેપારી તથા ખેડુતોના દુઃખ મટાડયાં. પણ પાછળથી એ પાદશાહ રંડીબાજ નીકળ્યો, ને દારૂનું વ્યસન કરવા લાગ્યો. મહારાષ્ટ્રના રાજા હરપાળને પકડી લાવી, તેની ચામડી ઉતરડી નંખાવી, મારી નાંખ્યો. રામજનીનો વેશ લઈ ઊમરાવોને ત્યાં નાચ કરવા જતો. ઘણા મુસલમાન તથા હિંદુને ક્રૂર રીતે માર્યા. એક ઢેડો વટલીને મુસલમાન થયો, તેને એણે વજીર બનાવ્યો. એ વટલેલનું નામ **ખુશરૂ** પાડયું. એ ખુશરૂએ મુબારકને મારી નાંખ્યો, ને

પોતે ગાદીપતિ થયો. અલાઉદ્દીનના તમામ સગાને મારી નાંખ્યા ને અલાઉદ્દીનના મોટા છોકરાની વહુ જે દેવળદેવી તેને પોતે પરણ્યો. એ ખુશરૂને પંજાબના સુબેદાર ગ્યાસુદ્દીન તઘલખે હરાવ્યો ને માર્યો.

## ૮૧. ખિલજી વંશના પાદશાહના નામ તથા ગાદીએ બેઠાના વરસ નીચે મુજબઃ—

| પાદશાહનું નામ | ગાદીએ બેઠાનું વરસ. |
|---|---|
| જલાલુદ્દીન | ૧૨૯૦ |
| ઈબ્રાહીમ | ૧૨૯૫ |
| અલ્લાઊદ્દીન | ૧૨૯૫ |
| ઊમર | ૧૩૧૫ |
| મુબારક | ૧૩૧૬ |
| ખુશરૂ | ૧૩૨૦ |

## તઘલખ વંશ ૧૩૨૦થી

૮૨. હવે ગાદી પતિ **ગ્યાસુદ્દીન** તઘલખ થયો, એ પંજાબનો સુબેદાર હતો, દિલ્હીમાંથી ગાદી ખસેડી, પોતાના નામ પરથી વસાવેલા તઘલખાબાદમાં કરી, ખેડુતોના હકમાં લાભકારી સરત કરી આપી, તે બંગાળે ગયો, ત્યાંનો સૂબેદાર બકારાખાંનને કાયમ રાખ્યો. ગ્યાસુદ્દીનને આવકાર દેવા તેના પુત્ર મહમદે દિલ્હી નજીક એક લાકડાનો માંડવો બનાવ્યો

હતો, તેમાંથી મહમદ પહેલો નીકળ્યો, ને પાછળથી સુલતાન જેવો નીકળવા જાય છે, તેવોજ માંડવો પડી ગયો, ને શાહ મરણ પામ્યો.

૮૩. ગ્યાસુદ્દીન પછી તેનો છોકરો **મહમદ** અથવા જુમાખાં પાદશાહ થયો, તે ઘણો ભણેલો અને મિતાહારી પણ હતો, પણ નિર્દય હતો, એના વખતમાં મુગલો હિંદ પર ચઢી આવતા, તેને ધન આપી, એ પાછા વાળતો, ચીન અને ઇરાન પર ચઢાઈ મોકલી, તેમાં ઇરાન પર ગએલા લશકરને પગાર નહીં મળવાથી તદલખ પાદશાહનો મુલક લૂટયો, અને ચીન પર ચઢેલી ફોજ હિમાલયની ટાઢમાં મરણ પામી. દિલ્હીમાંથી રાજધાની ફેરવી દક્ષિણમાં આવેલા દેવગિરીમાં કરવાના વિચારથી દિલ્હીના લોકોને ત્યાં જવા ફરમાવ્યું, તેઓ બિચારા ત્યાં ગયા, ને રસ્તામાં ઘણું દુઃખ પામી, કેટલાક મરણ પામ્યા. મોગલોને ઘણા રૂપિઆ આપવાથી ત્રીજોરીમાં નાણું ખૂટયું, તેથી ખેડુતો ઉપર જુલમ કરી નાણાં કઢાવ્યાં, અને તેથી પણ જ્યારે પૂરૂં ન થયું, ત્યારે રૂપા નાણાને બદલે ત્રાંબા નાણું ચલાવ્યું, એથી દેશના વેપારી વિગેરેને ઘણું નુકશાન થયું, શાથી જે વેપારીઓને હિંદમાં માલના જેટલા રૂપિઆ મળતા, તે ત્રાંબાના અને પરદેશમાં તો તેને રૂપાના રૂપિઆ આપવા પડતા. મહમદશાહના ભત્રિજાએ માળવામાં બંડ ઊઠાવ્યું તેને પકડી, ચામડી ઊતરાવી મારી નાંખ્યો. પંઝાબના હાકેમે બંડ કીધું, તેને ગરદન માર્યો. નીચલા બંગાળામાં અને કોરોમંડલ કાંઠાના મુસલમાન હાકેમો સ્વતંત્ર થઈ પડયા. ઇ૦ સ૦ ૧૩૪૪માં કર્ણાટક

અને તેલંગાના હિંદુ રાજાએ પોતાના પ્રાંતમાંના મુસલમાન સુબાઓને કાઢી મૂક્યા. તેને શિક્ષા કરવા મહમદ જાતે ગયો, એટલે વળી ગૂજરાતમાં માળવામાં અને સિંધમાં બંડ થયાં. તે સમાવવા સિંધ ગયો ને ઇ૦ સ૦ ૧૩૫૧માં ત્યાંજ મરણ પામ્યો.

૮૪. દિલ્હીના તમામ મુસલમાન પાદશાહોમાં જમીનનું મેહેસૂલ ઊઘરાવવાના નિયમો બાંધવામાં મહમદ તઘલખ પહેલો પાદશાહ હતો, તેણે કેટલેક ઠેકાણે દશગણું ને કેટલેક ઠામે વીશગણું મહેસુલ વધાર્યું હતું. તેથી ખેડુતો જમીન મૂકી નાઠા ને ચોરીનો ધંધો કરવા લાગ્યા. આ પાદશાહ માણસોનો શિકાર કરતો, એકવાર કનોજના તમામ રહેવાસીઓને મારી નંખાવ્યા હતા. આવા જુલમથી દેશમાં ભારે દુકાળ પડ્યો. વળી એ મૂર્ખ પાદશાહનો દાંત પડી ગયો, ત્યારે તેના ઉપર લાખો રૂપિઆ ખરચી એક મસ્જિદ બંધાવી.

૮૫. મહમદ ગાંડો અથવા જીમાખાં પછી તેનો ભત્રિજો **ફિરોજશાહ** પાદશાહ થયો, લડાઇ ચલાવવામાં તે હોશિઆર નહતો, અને વળી દારૂડીઓ હતો, તોપણ પરોપકારી, ભોળો ને દયાળુ હતો, એને શિકારનો ઘણો શોક હતો. એના વખતમાં દક્ષિણ હિંદના અને બંગાળાના મુસલમાન હાકેમો સ્વતંત્ર થઈ ગયા, તેણે લોકોના ઉપયોગ માટે ઘણાં બાંધકામ જેવાંકે મસ્જિદો, ધર્મશાળા, નિશાળો, મુસાફરખાના કરાવ્યાં. ખેતીને પાણી પૂરૂં પાડવા નેહેરો ખોદાવી, જમના નદીની મોટી નહેર એણે કરાવી હતી, તેને આજે અંગ્રેજ સરકારે સમરાવી છે. ફિરોજશાહ અદલ

ઈનસાફી હતો, એનો વજીર હિંદુ હતો. ગુનેગારને નાક કાન કાપવાની સજા એના વખતમાં બંધ થઇ.

૮૬. ફિરોજશાહ પછી તેનો છોકરો, **ગ્યાસુદીન** બીજો પાટે બેઠો. રાજ કારભાર પ્રધાનોને સોંપી પોતે રંડીબાજીમાં પડયો. તેના શહેરમાં બંડ થયું, તેમાં તે મરણ પામ્યો.

૮૭. ગ્યાસુદ્દીન બીજા પછી તેનો ભાઈ **અબુબકર** ગાદીપતિ થયો. તેને મારી ફિરોજશાહનો દીકરો **નાસરૂદીન** પાદશાહ થયો. ત્રણ વરસ અમલ કરી, તે મુઓ. પછી તેના છોકરા હુમાયુએ **સિકંદર** નામ ધારણ કરી ૪૫ દિવસ રાજ્ય કીધું. એના પછી નાસરૂદ્દીનના પુત્ર **મહમદ** બીજાને ગાદી મળી. આ પાદશાહ બહુ નબળો હતો, તેથી બાકી રહેલા પ્રાંતો છેક સ્વતંત્ર થઈ ગયા. ફિરોજાબાદમાં નસરતખાં નામનો મહમદનો પિત્રાઇ હતો, તે પાદશાહ થયો, પણ ત્રણ વરસ પછી તેને ઊઠાડી મૂકી, અને મહમદ શાહને પોતાના કબજામાં રાખી, મલુ ઇકબાલ વજીર થયો, ને રાજ્ય કારભાર ચલાવવા લાગ્યો. ઈ૦ સ૦ ૧૩૯૮ માં સમરકંદનો મોગલ પાદશાહ **તૈમુર** દિલ્હી પર ચઢયો. મહમદશાહ તેને રોકી શક્યો નહીં, ને ગુજરાત તરફ નાઠો. તૈમુરે પાંચ દિવસ સુધી દિલ્હીમાં લૂટ ને કતલ ચલાવી. તૈમુરના ગયા પછી બે માસ અરાજ્ય રહ્યું પણ પાછળથી નસરતખાંને હાથે શહેર આવ્યું. તેની પાસેથી ઇકબાલખાંએ છીનવી લીધું. પછી ગુજરાતથી મહમદ તઘલખ પાછો આવ્યો, ને ઈ૦ સ૦ ૧૪૧૨ સુધી

નામનો પાદશાહ રહ્યો.

## ૮૮. તઘલખ વંશની વંશાવળી.

| પાદશાહના નામ. | ગાદીએ બેઠાનાં વરસ. |
|---|---|
| ગ્યાસુદ્દીન | ૧૩૨૦ |
| મહુમદ | ૧૩૨૫ |
| ફિરોજશાહ | ૧૩૫૧ |
| ગ્યાસુદ્દીન બીજો | ૧૩૮૮ |
| અબુબકર | ૧૩૮૯ |
| નાસરૂદ્દીન | ૧૩૮૯ |
| સિકન્દર | ૧૩૯૨ |
| મહુમદ બીજો | ૧૩૯૨ |



૮૯. મહુમદ તઘલખ પછી દોલતખાં નામના સરદારે બે વરસ સુધી પાદશાહ કેહેવડાવ્યા વિના અમલ કીધો. તૈમુર સૈયદ **ખીજરખાન**ને મુલતાનનો હાકિમ નીમી ગયો હતો, તેણે આવી દિલ્હી જીતી લીધી, ને રાજ કારભાર હાથ લીધો, પણ પાદશાહ નામ ધારણ કીધું નહીં. એના વંશજોએ પણ એમજ રાજ કીધું. ખીજરખાં સાત વરસ અમલ કરી મરણ પામ્યો. તેના પછી તેનો છોકરો **મુબારેક** થયો, ગક્કર લોકો તથા મોગલો એના મૂલક પર ચઢી આવતા, તેને એણે હરાવ્યા, રોહિલખંડ તાબે કરવાને મેહેનત કરી, પણ વ્યર્થ ગઈ. તેના વ-

જીરે તેને મારી નાંખ્યો. ને તેના ભત્રિજા **મહુમદને** પાદશાહ બનાવ્યો. જવાનપૂર ને માળવાના સુલતાને મહમદશાહના પ્રાંત જીતી લીધા. તેના પછી સૈયદ **આલમ** પાદશાહ થયો, બહલોલ લોદીએ તેની પાસથી રાજ લઈ લીધું.

## સૈયદ વંશી પાદશાહનાં નામ તથા ગાદીએ બેઠાના વરસ નીચે મુજબઃ—

| નામ. | વરસ. |
| --- | --- |
| **ખીજરખાં** | ૧૪૧૪ |
| **મુબારક** | ૧૪૨૧ |
| **મહમદ** | ૧૪૩૩ |
| **આલમ** | ૧૪૪૩ |



૯૦. **બાહલોલ** લોદીએ ઘણા સ્વતંત્ર થઈ પડેલા સુબેદારોને જીત્યા ને તાબેદાર બનાવ્યા. જવાનપૂરના સુલતાનને ૨૬ વરસ સુધી લડી હરાવ્યો, ને તેનો દેશ જીત્યો. પંઝાબથી બંગાળા સુધીના મુલકો ઉપર તેની આણ ફરતી.

૯૧. બહલોલ પછી તેનો છોકરો સિકંદર ગાદીએ આવ્યો. એણે હિંદુઓનાં દહેરાં તોડયાં.

સિકંદર પછી તેનો દીકરો **ઈબ્રાહિમ** ગાદીએ બેઠો. એ ઘણો અહંકારી હતો, તેથી સરદારો જોડે એને બનતું નહીં. પંઝાબના સુબા દોલતખાંએ

નારાજી થઇ કાબુલના સુલતાન બાબરને બોલાવ્યો. ઇ૦ સ૦ ૧૫૨૬માં **પાણિપતના** મેદાનમાં લડાઈ થઇ, તેમાં બાબર જીત્યો, ને દિલ્હીનો પાદશાહ થયો.

૯૨. વિંધ્યાદ્રી પર્વતની દક્ષિણે ત્રણ મોટાં રાજ્ય અસલથી ચાલ્યાં આવ્યાં હતાં, તેની વાત હવે કરીએ. એ રાજ્યનાં નામ (૧) **ચેરા.** (૨) **ચોલા** (૩) **પાંડ્ય.** એ ત્રણે જૂનાં રાજ્યો દ્રવિડ દેશમાં હતાં. એ ત્રણમાં વધારે મોટું પાંડ્યનું રાજ્ય હતું. તેની રાજધાની **મધુરા**માં હતી. એ રાજ્ય. ઇ૦ સ૦ પહેલાં ચોથા સૈકામાં સ્થાપન થયું હતું. એ રાજ્યના ૧૧૬મા રાજાને ઇ૦ સ૦ ૧૩૦૪માં મલેક કાફુરે જીત્યો. એ રાજ્ય ૧૮મા સૈકા સુધી ચાલ્યું. આખી પૃથ્વીમાં ઘણામાં ઘણા વર્ષ સુધી મધુરાનું રાજ્ય ટક્યું છે.

૯૩. ચેરા રાજ્યની રાજધાની **તાલકંડ** નામનું નગર હતું. એ શેહેરમાં ચેરાની રાજગાદી ઇ૦ સ૦ ૨૮૮થી ૯૦૦ સુધી રહી. હાલ એ શેહેર કાવેરી નદીની રેતીમાં દટાઈ ગયું છે. એ રાજ્યના ૫૦ રાજા થયા હતા.

૯૪. ચોલા રાજ્યનાં શહેરો **કુમ્ભકોનમ** અને **તાંજોર** હતાં, એ વંશના ૬૬ રાજા થઈ ગયા.

૯૫. દક્ષિણ હિંદમાં વધારે પ્રખ્યાત રાજ્ય **વિજયનગરનું** હતું. એ રાજ્ય ઈ૦ સ૦ ૧૧૧૮થી ૧૫૬૫ સુધી ચાલ્યું. વિજયનગર તુંગભદ્રા નદીમાં દટાઇ ગયું છે.

૯૬. દક્ષિણ હિંદમાં મુસલમાની રાજ્ય પણ હતાં, તેમાં **બ્રાહ્મણી** વંશનું રાજ્ય વધારે પ્રખ્યાત હતું. મહુમદ તઘલખ ૧લાના વખતમાં કોઇ **જાફરખાં** નામના પઠાણ સરદારે દિલ્હીની પઠાણ ફોજને હરાવી દક્ષિણમાં રાજ્ય સ્થાપ્યું. એ જાફરખાં નાનપણમાં કોઇ બ્રાહ્મણનો ગુલામ હતો, તેથી એના વંશનું નામ બ્રાહ્મણી વંશ પડ્યું, એ વંશ ઇ૦ સ૦ ૧૩૪૭માં સ્થાપન થઇ, ઇ૦ સ૦ ૧૫૨૫માં નાશ પામ્યો, એની રાજયગાદી **ગુલબર્ગા, વરંગુળ** અને **બિડર**માં વારા ફરતી થઇ હતી. એ ત્રણે શેહેરો હાલ નિઝામના રાજ્યમાં છે, ઇ૦ સ૦ ૧૪૩૭માં બીજા અલાઊદ્દીન પાદશાહે એ રાજ્યને પૂર જોર પર આણ્યું. વખત જતાં એ રાજ્યના પાંચ નાંના રાજ્ય થયાં.

૯૭. (૧) **અદિલશાહી વંશ** એની રાજ ગાદી બિજાપૂરમાં હતી. તર્કસ્તાનના સુલતાન અમુરથના એક છોકરાએ ૧૪૮૯ માં એ શેહેર વસાવ્યું. ઇ૦ સ૦ ૧૬૮૮માં દિલ્હી પતિ ઔરંગજેબે એ રાજ્યને પોતાના રાજ્યમાં જોડ્યું. (૨) **કુતુબશાહી વંશ** એની રાજધાની **ગોવળકોંડામાં** હતી. એ શેહેર પણ ઇ૦ સ૦ ૧૫૧૨માં કોઇ તુર્ક સરદારે વસાવ્યું. એ રાજ્ય પણ ઇ૦ સ૦ ૧૬૮૮ મોગલ રાજ્યમાં જોડાયું.

(૩) **નિઝામશાહી વંશ**ની રાજધાની **અહુમદનગર** ઇ૦ સ૦ ૧૪૯૦ માં વસ્યું. અને વિજયનગરનો બ્રાહ્મણ કે જે પાછળથી મુસલમાન

થયો હતો તેણે એ શેહેર વસાવ્યું. શાહજહાંએ એને મોગલ રાજ્યમાં ઉમેર્યું. (૪) **ઈમાદશાહી વંશની** રાજગાદી ઇલીચપૂર હતું. તે ૧૪૮૪માં વસ્યું. તેને વસાવનાર વિજયનગરનો બ્રાહ્મણ હતો. એ રાજ્યનો નિઝામ શાહી વંશના પાદશાહે ૧૫૭૨ માં પોતાના રાજ્યમાં ઊમેરી દીધું. (૫) **બરિદશાહી વંશ** એની રાજધાની **બિડર** હતી. તે કોઈ તુર્ક સરદારે ૧૪૯૨ માં વસાવ્યું. ઈ૦ સ૦ ૧૬૫૭ માં ઔરંગજેબે એ રાજ્યને પોતાના રાજ્યમાં ઊમેર્યું.

૯૮. **વિજયનગર**ના હિંદુ રાજ્યને ઈ૦ સ૦ ૧૫૬૫ માં મોગલ પાદશાહે **તાલિકોટ**ની લડાઇમાં જીતી પોતાના રાજ્યમાં ઊમેર્યું. પાલેગારો ને મૈસૂરના રાજ્ય વિજયનગરનાં ખંડીઆં રાજ્ય હતાં. વિજયનગરના એક શાહજાદો **ચંદ્રગિરિમાં** ગયો, ત્યાં રાજ્ય સ્થાપ્યું. એ રાજાએ ઈ૦ સ૦ ૧૬૩૯માં અંગ્રેજને મદ્રાસ વસાવવાની પરવાનગી આપી.

---

## પ્રકરણ ૧૦ મું.

### ૯૯. મોગલ વંશ. બાબર એટલે સિંહ.

એનો જન્મ ઇ૦ સ૦ ૧૪૮૨ માં થયો. તે તૈમુરથી છઠો પુરૂષ હતો. એનો બાપ મરી જવાથી તે ૧૪૯૪ માં પોતાના ફરઘાન પ્રાંતમાં ૧૨ વર્ષની ઊમરે ગાદીએ બેઠો. ઈ૦ સ૦ ૧૪૯૭માં એણે સમરકંદ

જીત્યું. એના દેશના બલવાખોરોએ એને હરાવ્યો, ઈ૦ સ૦ ૧૫૦૪ માં એણે કાબુલ જીત્યું. ઇ૦ સ૦ ૧૫૨૬ માં હિંદ પર ચઢાઇ કરી, પાણીપતના મેદાનમાં દિલ્હીના પાદશાહ ઇબ્રાહીમ લોદીને હરાવ્યો, ને દિલ્હીનો પાદશાહ થયો. ઇ૦ સ૦ ૧૫૨૭માં **ફતેપૂર સિકરીની** લડાઇમાં બાબરે ચિતોડના રાણા **સંગને** હરાવ્યો. એ લડાઈમાં દારૂ નહીં પીવાની બાબરે બાધા લીધી હતી. મુલતાનથી બિહાર સુધીને, મુલક જીત્યા પછી **ચંદેરી** શહેર જીત્યું. આ પાદશાહના વખતમાં પંઝાબમાં **નાનક** જે કબીરને, ચેલોતેણે **શીખ ધર્મ** સ્થાપ્યો. બાબરે બંગાળાને બહાર પ્રાંત પણ જીત્યા. બાબર, શૂરો આગ્રહી ને ધીરજવાળો હતો. ઈ૦ સ૦ ૧૫૩૦માં મરણ પામ્યો. તેને કાબુલમાં દાટયો છે. તેને ફળ ફુલનો ઘણો શોખ હતો, એનો છોકરો હુમાયુન માંદો પડ્યો, તેને સાજો કરવાને એણે પરમેશ્વરને કહ્યું, કે મારૂં આવરદા મારા દીકરાને આપો, ને મને તેને બદલે ઊપાડી લો. પછી બાબર તરતજ મરણ પામ્યો.

૧૦૦ બાબર પછી તેનો છોકરો **હુમાયુન** દિલ્હીપતિ થયો. ગાદીપર બેસતાંજ પંઝાબને કાબુલ પ્રાંત તેના ભાઇને આપવા પડયા. હિંદુસ્તાનના પઠાણ લોકો આ મોગલ પાદશાહની વિરૂદ્ધ હતા. બંગાળાના હાકેમ **શેરશાહે** હુમાયુન જોડે ૧૫૪૦માં **કનોજ** આગળ લડાઈ કરી, તેને હિંદમાંથી નસાડી મૂકયો, તેથી હુમાયુન ઇરાનમાં ગયો, રસ્તે જતાં સિંધના ઉમરકોટમાં તેની બેગમને **અકબર** નામનો

પુત્ર ઇ૦ સ૦ ૧૫૪૨માં જન્મ્યો.

૧૦૧ શેરશાહ દિલ્હીનો પાદશાહ થયો. કલિંજર પર હુમલો કરતાં તેનું મરણ થયું. તેના પછી તેનો છોકરો ગાદીએ બેઠો તેના વખતમાં માળવા, પંઝાબ ને બંગાળામાં હુલડ થયાં. એવામાં ઇરાનના રાજા **તમસ્પે** હુમાયુનને ૧૪ હજાર સ્વારની મદદ આપી હતી, તે મદદ વડે હુમાયુએ ઇ૦ સ૦ ૧૫૫૬ માં **પાણીપતના** મેદાનમાં શેરશાહના પૌત્રને હરાવ્યો ને પોતાનું રાજ્ય પાછું જીતી લીધું. એ લડાઇમાં તેર વર્ષના અકબરે હુમાયુનને સારી મદદ કરી હતી. એજ વખતમાં હુમાયુનને પોતાનું કાબુલ નું રાજ્ય પણ પાછું મળ્યું. હુમાયુને ગુજરાતના **બાહાદુરશા** પાદશાહને હરાવ્યો. હુમાયુનનો વજીર **બેહેરામખાં** હતો. આરસપહાણની સીડી પરથી પડી જવાથી ઇ૦ સ૦ ૧૫૫૬માં હુમાયુન મરણ પામ્યો.

૧૦૨. અકબર જ્યારે હિંદમાં રાજ્ય કરતો હતો, તે વખતે **ઈગ્લાંડમાં ઈલિઝાબેથ** રાણી રાજ્ય કરતી હતી. પ્રથમ એ બહેરામના તાબામાં રહી રાજ્ય કરતો, પણ તેના તાબામાં રહી રાજ્ય કરવું એને ઠીક લાગ્યુ નહીં, તેથી દિલ્હીથી આગ્રે જઈ પોતાના નામની અકબરે આણ ફેરવી. તેથી બેહેરામે બંડ કીધું, તેને અકબરે પકડયો, પણ માફી આપી. બેહેરામ મક્કે જાત્રા કરવા જતો હતો, તેવામાં ગુજ-રાતમાં કોઈ પઠાણે એને મારી નાંખ્યો, કારણકે તે પઠાણના બાપને બેહેરામે લડાઈમાં માર્યો હતો. હિંદુ-

ઓને મોટા દરજ્જાની જગા આપીને, તથા હિંદુ રાજાની કન્યાને પરણીને અકબરે હિંદુની પ્રિતિ મેળવી. જેપૂરના રાજાની **કન્યા** જોડે અકબર પોતે પરણ્યો, અને જોધપૂરના રાજાના છોકરાની **છોકરી** જોડે પોતાના છોકરા **સલીમને** પરણાવ્યો. અકબરે **ચિતોડ**ના રાજાને પણ હરાવ્યો. જેપૂરના રાજાનો છોકરો જે અકબરનો સાળો થાય, તેને પંઝાબનો સૂબેદાર બનાવ્યો. અકબરના વખતમાં **ટોડરમલ** નામના હિંદુ સરદારે જમાબંધી કરી હતી. અકબરે જજીઆવેરો એટલે હિંદુઓ પાસેથી માથા વેરો લેવાતો હતો, તે માફ કીધો. કેટલાંક સંસ્કૃત પુસ્તકો જેવાંકે **મહાભારત** ને **રામાયણ**નો તથા ખ્રિસ્તિ ધર્મ પુસ્તક બાઇબિલનો તરજુમો ફૈજી નામના વિદ્વાન પાસે ફારસીમાં કરાવ્યો.

**આઇને અકબરી** એટલે અકબરના કાયદાનું પુસ્તક અબુલ ફાજલે બનાવ્યું, હિંદુ અને મુસલમાન અને બીજી બધી જાતના લોકોને તે એક સરખા ગણતો. **બાલ લગ્નની જનાવર હોમવાની** અને **સતી થવાની** તેણે બંધી કીધી, અને **પુનર લગ્નની** રજા આપી. ઇ૦ સ૦ ૧૫૭૬ માં શેરશાહના વંશજો પાસેથી બંગાળા જીત્યો. અને ટોડરમલે ઓરિસા પ્રાંત જીત્યો. ઇ૦ સ૦ ૧૫૭૩ માં ગુજરાત જીત્યો. ઇ૦ સ૦ ૧૫૭૨ માં, માળવા જીત્યો. અને ૧૫૮૬ માં કાશ્મિર પ્રાંત જીત્યો. ઇ૦ સ૦ ૧૫૯૨ માં સિંધ અને ૧૫૯૪ માં કંદહાર

જીત્યાં. ઇ૦ સ૦ ૧૫૬૬ મા આગ્રાનો કિલ્લો બંધાવ્યો. દક્ષિણમાં ખાનદેશ જીત્યો, પણ અહમદનગરનું રાજ્ય ત્યાંની શૂરી બેગમ ચાંદબીબીની ઘણી મહેનતથી જીતી શકાયું નહીં. ઈ૦ સ૦ ૧૫૯૯માં અકબર જાતે એ ચાંદબીબી જોડે લડવા ગયો. પણ તે હારી નહીં આખરે તેના ફુટેલા નાયકોએ મારી નાંખી. એ બાઇના દારૂ ગોળી ખૂટયાં, ત્યારે બંદુકમાં ઝવેરાત ભરી મારો ચલાવ્યો હતો. જહાંગીર અથવા સલીમ નામના પુત્રની ખરાબ ચાલને લીધે ઇ૦ સ૦ ૧૬૦૫માં અકબરનું મરણ થયું. સિંકદરાના રોજામાં તેને દાટયો છે, તેને માન આપવા માટે તેની કબર ઊપર ઈ૦ સ૦ ૧૮૭૩માં **લોર્ડ નાર્થબ્રુક** જે હિંદના વાઇસિરાય હતા, તેમણે એક સુંદર ચાદર ઓરાડી હતી. બધા ધર્મનાં મૂળતત્વ લઈ અકબરે એક સામાન્ય ધર્મ બનાવ્યો હતો, અને તે ધર્મને રાજ્યધર્મ તરીકે ચલાવ્યો હતો. અકબરે પોતાના રાજ્યના જૂદા જૂદા પ્રાંત બનાવ્યા, અને દરેક પ્રાંત ઊપર અકેકો સૂબેદાર રાખ્યો હતો.

૧૦૩. ટોડરમલે જે જમાબંધી કીધી તેમાં નીચેની ત્રણ બાબતો હતી. (૧) એક સરખા માપથી બધી જમીન મપાવી. (૨) દરેક વિંધે કેટલો પાક થાય છે, તે નકી કીધું. જમીનના કસ પ્રમાણે તેના ત્રણ વર્ગ પાડ્યા. ઊપજના ત્રીજા ભાગના ધણી સરકારને ઠરાવ્યા. ઉપજ કમી થાય, તો છૂટ મૂકતા. (૩) સરકારના ભાગ બદલ રૂપિઆ લેવાનો ઠરાવ હતો, પણ ખેડુતની મરજીમાં આવે, તો પાકેલા માલનો ત્રીજો ભાગ આપે.

૧૦૪. અકબરને **બિરબલ** નામનો હિંદુ પ્રધાન હતો. **જેનખાં** નામનો દુધભાઇ હતો. એ બે સરદારોને કાશ્મિર જીતવાને મોકલ્યા હતા.

૧૦૫. **જહાંગીર** એટલે પૃથ્વી જીતનાર એ અકબર પછી દિલ્હીનો પાદશાહ થયો. દક્ષિણ હિંદમાં ઘણી લડાઇઓ એણે ચલાવી, પણ એકે મુલક જીતી શકયો નહીં. અહમદનગરનો વજીર મલિકંબર એને તાબે થયો નહીં. જહાંગીરના છોકરા એની સામે લડાઈ કરતા. જહાંગીરનો શાહજહાં નામનો છોકરો મલિકંબરને છાની મદદ કરતો. શાહજહાંએ ઊદેપૂરના રાણાને હરાવ્યો. કાબુલમાં બંડ થયું, તે શાહજહાંએ બેસાડી દીધું. એ બંડ બેસાડવામાં રજપૂત સિપાઇઓએ શાહજહાંને સારી મદદ કરી હતી. કંદહાર પ્રાંત જહાંગીર પાસેથી ઇરાની શાહે જીતી લીધો. આ પાદશાહના વખતમાં દેશની જમીન વેરાની ઉપજ સાડાસતર કરોડ રૂપિઆની હતી, પણ તેની કુલ પેદાસ ૫૦ કરોડની હતી.

જહાંગીરની બેગમનું નામ **નુરજહાં** હતું. એ શબ્દનો અર્થ દુનિઆનું તેજ થાય છે. એ બાઇ ઘણી રૂપાળી હતી. તે કોઇ ગરીબ ઇરાનીની છોકરી હતી. કંદહારમાં તેને ખાવાનું ન મળ્યું, તેથી એના માબાપે એ છોકરીને મારી નાંખવા માંડી, પણ કોઇ વેપારીને ધાવનો ખપ હતો, તેથી નૂરજહાંની માને તેણે ધાવ રાખી. નૂરજહાં મોટી થઇ, ત્યારે અકબરના જનાનામાં જતી આવતી થઈ, તેના ઉપર જહાંગીર મોહી પડયો. પણ એ વાત અકબરને ગમી નહીં, તેથી શેરઅફઘાન નામના સરદાર જોડે નૂર-

જહાંને પરણાવી બંગાળે મોકલી દીધી, પણ અકબરના મુઆ પછી જહાંગીરે શેરઅફઘાનને મારી નંખાવી નૂરજહાંને પોતાની બેગમ બનાવી. નૂરજહાંએ પોતાના ઘણા સગાને સરકારી નોકરીમાં રખાવ્યા. જહાંગીરનો સરદાર **મોહોબતખાં** ઈ૦ સ૦ ૧૬૨૬માં તેની સામા થયો. ને પાદશાહને તથા નૂરજહાંને ૭ માસ સુધી પોતાના કબજામાં રાખ્યાં. પણ યુક્તિથી નૂરજહાંએ જહાંગીરને છોડાવ્યો. જહાંગીરને દારૂનું વ્યસન હતું, તે એ બેગમે છોડાવ્યું, જહાંગીરના રાજ્યમાં ઇંગ્લાંડથી **સર ટામસ રે** નામનો એક એલચી આવ્યો હતો, તેણે જહાંગીરના રાજ્ય વિષે નીચે મુજબ લખ્યું છે.

"રાજધાની આગ્રામાં હતી. લશ્કરનો ભભકો ઘણો ભારે હતો. લશ્કરનો પડાવ એક સુંદર શેહેરના જેવો થઇ રહેતો. જહાંગીરે પોતાની રૈયતને દારૂ પીવાની મના કીધી હતી, પણ પોતે પીતો હતો. જહાંગીરના વખતમાં હિંદુસ્તાનમાં પ્રથમ તંબાકુ આવ્યો. ને પીવાનો અટકાવ કરવાને તેણે પ્રયત્ન કીધો હતો. જહાંગીર રાજકાજમાં ઘણો હોંશિઆર હતો. અરજદારની હકીકત તે જાતે સાંભળતો. યૂરોપીને તે માન આપતો. યૂરોપના હુન્નરને તે ઉત્તેજન આપતો. તેના બે ભત્રિજાને ખ્રિસ્તી થવાની તેણે પરવાનગી આપી હતી. અને તેના અમલદારો ઘણા લાંચીયા હતા. જહાંગીરની પહેલી વારની રાણી હિંદુ રાજકન્યા હતી."

૧૦૬ જહાંગીર પછી તેનો પુત્ર **શાહજહાં** પાદશાહ થયો. એના બાપના મરણના સમાચાર

સાંભળી એ દક્ષિણથી આગ્રે આવ્યો. ને પોતાના નામની દુવાઈ ફરવી. તેણે નૂરજહાંને સારો પગાર બાંધી આપ્યો, ને શાહજાદા સહરીયાર તથા બીજા શાહજાદાઓને મારી નંખાવ્યા. આ પાદશાહને સારી ઇમારતનો શોખ હતો. ખરચમાં તે ઘણો કસરીઓ હતો, અને મેહેસુલ ઊઘરાવવામાં તે ઘણો કાબેલ હતો. એના વખતમાં કંદહાર પ્રાંત મુગલાઈ રાજ્યથી જૂદો પડ્યો, તે ફરીથી જોડાયો નહીં. પણ તેણે દક્ષિણ હિંદમાં રાજ વધાર્યું. એણે બલ્ખનો કબજો પણ કીધો હતો. દક્ષિણનું અહમદનગર એણે ઇ૦ સ૦ ૧૬૩૬ માં જીત્યું. ઇ૦ સ૦ ૧૫૭૨ માં ઇલિચપૂર જીત્યું. ૧૬૫૬ માં બિદર ગઢ જીત્યો. બિજાપૂર ને ગોવળકોંડાના રાજા પાસેથી એણે ખંડણી લીધી. એના છોકરા અફઘાનિસ્તાનમાં લડાઈ કરવા જતા, પણ દક્ષિણમાં મરેઠાના હુમલા થવા લાગ્યા હતા. આગ્રામાં તાજ મહેલ એણે બંધાવ્યો. મોગલાઇ રાજ્યનુ જોર અને ભભકો શાહજહાંના વખતમાં વધારે હતો, એના વખતમાં જમીન વેરાનીઉપજ ૨૨ કરોડ રૂપિઆની હતી. શાહજહાંએ પોતાને બેસવા માટે **મોરની આકૃતિ**નું એક સિંહાસન બનાવ્યું હતું. તેમાં હીરા, માણેક વિગેરે જડાવ્યાં હતાં. તેની કિંમત તાવરનિયર નામના યૂરોપી ઝવેરીએ સાડા ૭ કરોડની કરી હતી. અકબરની સામે તેના છોકરા જહાંગીરે બળવો કીધો હતો, તેમજ જહાંગીરની સામે શાહજહાંએ કીધો હતો, અને જ્યારે ઇ૦ સ૦ ૧૬૫૭ માં શાહજહાં માંદો પડ્યો, ત્યારે તેના ઓરંગજેબ નામના દીકરાએ પોતાના ભાઇઓ જોડે લડાઈ

કરી, પોતાના ઘરડા બાપને ગાદીએથી ઉઠાડી કેદમાં નાંખી, પોતે પાદશાહ થયો. ઘરડો શાહજહાં ઇ૦ સ૦ ૧૬૬૬માં આગ્રાના કિલ્લામાં કેદમાં મરણ પામ્યો. એને **દારા, સુજા, મુરાદ** ને **ઔરંગજેબ** નામના ૪ પૂત્ર હતા.

૧૦૭. **ઔરંગઝેબ**:—એના વખતમાં મોગલાઇ રાજ્ય વધ્યું. ગાદીએ બેઠા પછી પોતાના ભાઇઓને મારી નાંખ્યા. દક્ષિણના સ્વતંત્ર મુસલમાન હાકેમોને એણે જીત્યા, અને મરેઠાઓની સામે લડયો. ઇ૦ સ૦ ૧૬૫૯ માં પોતાના ભાઇ દારાને મારી નંખાવ્યો. સૂજાને હરાવી, આરાકાનમાં નસાડયો, તે ત્યાં મરણ પામ્યો. ઇ૦ સ૦ ૧૬૬૧ માં કેદખાનામાં મુરાદનુ માથું કાપી નંખાવ્યું. દક્ષિણના બિડર, ઇલિચપૂર વિગેરે સ્વતંત્ર રાજ્ય જીત્યાં. અને મરેઠાનો નાશ કરવાનો પ્રયત્ન કીધો. અહમદનગર ને ગોવળકોંડાના રાજે એની જોડે જબરી બાથ ભીડી, તેથી ૧૬૮૮ માં એ જાતે દક્ષિણ ગયો. અને એ બંને રાજ્યને જીતી મોગલાઇ રાજ્યમાં ભેળ્યાં. મરેઠાને દાબી દેવાને ઘણો પ્રયત્ન કીધો, પણ શિવાજીના વખતમાં ફાવ્યું નહીં. શંભાજીના વખતમાં તેના કિલ્લા જીતી લઈ, તેને મારી નાંખ્યો, પણ મરેઠાએ તે પાછા જીતી લીધા. મરેઠા તેની છાવણીમાંથી પણ લૂટ કરી જતા. ઇ૦ સ૦ ૧૬૬૨ માં મીરજુમ્લાને આસામ ઉપર ચઢાઇ કરવા મોકલ્યો, પણ ત્યાંનાં નઠારાં હવાપાણીને લીધે તે સરદાર મરણ પામ્યો. ઔરંગજેબના વખતમાં પંઝાબમાં સીખ લોકોએ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.

ઔરંગજેબ હિંદુધર્મ ઉપર જુલમ કરતો, તેથી ઘણા ખરા હિંદુ રાજા તેની સામા થયા. તેણે જજીઆ વેરો ફરીથી શરૂ કીધો. રાજકારભારમાંથી કાઢ્યા હિંદુઓને રજા આપી. **જસવંતસિંહ** નામના નિમકહલાલ સેનાપતિનાં બૈરાંછોકરાંપર હલ્લો કીધો. ઇ૦ સ૦ ૧૬૭૭ માં બધાં રજપૂત રાજ્યો એકઠાં થઇ ઔરંગજેબની સામાં થયાં. તેમાં પાદશાહનો બંડખોર દીકરો અકબર રજપૂતોને મળી ગયો. જેપૂર, જોધપૂર, ને ઉદેપૂરમાં પાદશાહે લૂટ ને કતલ ચલાવી. તેથી રજપૂતોએ પાદશાહનો માળવા પ્રાંત ઉજાડ કીધો, તેથી ૧૬૮૧ માં પાદશાહે રજપૂતો જોડે સલાહ કીધી. ઔરંગજેબની ઉપજ ખરચ જતાં છતાં ૩૦ કરોડની હતી. તેની બધુ મળીને ઇ૦ સ૦ ૧૬૯૫ માં ૮૦ કરોડની પેદાશ હતી. ઔરંગજેબ ધર્મચુસ્ત, ઉદ્યોગી, નિર્દય, ને લખવામાં ઘણો હોશિયાર હતો. ઇ૦ સ૦ ૧૭૦૭ માં તેનું મરણ થયું.

૧૦૮. ઔરંગજેબ પછી **બહાદુરશાહ** પાદશાહ થયો એનું અસલ નામ મોઆઝીમ હતું. ને તે ઔરંગજેબનો છોકરો થાય. એના વખતમાં શાહજાદા કામબક્ષે બંડ કીધું તેને હરાવ્યો ને માર્યો. સરદાર જુલફિકારખાનને આધિન રહી એ રાજ્ય ચલાવતો. ૧૭૧૨ માં બહાદુરશાહ મરણ પામ્યો.

૧૦૯. બહાદુરશાહ પછી **જહાંદારશાહ** પાદશાહ થયો. સરદાર **જુલફિકારખાન**ની મદદથી એ પાદશાહ થયો. પાદશાહના ભત્રિજા ફરોકશિયરે બલવો કરી, પાદશાહ ને તેના વજીરને મારી નાંખ્યા.

૧૧૦. **ફરોકશિયર** ને સૈયદ **અબદુલ્લા** તથા સૈયદ **હુસને** મળી ગાદીએ બેસાડયો. પણ પાછળથી ફરોક તેના કહ્યા પ્રમાણે ન ચાલ્યો, તેથી એ બંને સૈયદોએ તેને મારી નાંખ્યો. એના વખતમાં સીખ લોકો ચઢાઇ કરી આવ્યા હતા, પણ હાર્યા. ફરોક પછી બીજા બે શાહજાદાને એ સૈયદોએ ગાદીએ બેસાડયા. પણ તેઓનો જલદીથી કાળ થયો. **મહમદશાહ** નામના શાહજાદાને ૧૭૧૯ માં ગાદીએ બેસાડયો. એ મહમદશાહની મા ઘણી હોશિયાર હતી, તેણે સૈયદોના કબજામાંથી શાહને છોડવ્યો. સાદતખાં અને નિઝામઉલમુલ્ક નામના સરદારો પાદશાહથી સ્વતંત્ર થઇ ગયા. **સાદતખાં**ના વંશજોએ ૧૮૫૬ સુધી **અયોધ્યામાં** રાજ્ય કીધું. અને **નિજામઉલમુલ્ક**ના વંશજો અદ્યાપિ દક્ષિણના હૈદ્રાબાદમાં રાજ્ય કરે છે. નિઝામને હરાવવાને સૈયદ હુસેન પાદશાહ મહમદને જોડે લઈ દક્ષિણ ગયો, પણ બલવાખોરોએ હુસેનને મારી નાંખ્યો. તેથી તેનો ભાઇ અબદુલ્લા ફોજ લઇ દક્ષિણમાં ગયો. પણ દિલ્હીને આગ્રાની વચ્ચે ઈ૦ સ૦ ૧૭૨૦ માં નીઝામે સૈયદ અબદુલ્લાને હરાવ્યો. ઇ૦ સ૦ ૧૭૩૮ માં ઈરાનથી **નાદિરશાહ** ચડી આવ્યો તેણે દિલ્હીમાં લૂટ ને આગ ચલાવીને ઘણાં માણસો માર્યાં. શાહજહાંનું બનાવેલું મયુરાસન કોહિનૂર હીરો, ને બીજા રત્નો તથા ઘણો માલ લૂટી ગયો. ઈ૦ સ૦ ૧૭૪૮ માં **આહમદશાહ અબદલ્લી** અથવા દુર્રાનીએ હિંદીપર ચઢાઇ કરી તેને શાહજાદા અહમદે તે ૧૭૫૨

કમરૂદ્દીને હરાવ્યો. મોગલ પાદશાહોની આ **છેલ્લી જીત છે.** એ વરસમાં અહમદશાહ પાદશાહ મરણ પામ્યો. એના વખતમાં રોહિલાલોકો સ્વતંત્ર થઇ ગયા.

૧૧૧. મહમદશાહ પછી તેનો છોકરો **અહમદશાહ** પાદશાહ થયો એના વખતમાં **અહમદદુરાની** ફરીથી ચઢી આવ્યો. લાહોર અને મુલતાન આપી તેની જોડે સલાહ કીધી. પેશ્વાના વતી મલારરાવ હોલકર દિલ્હી પર ચઢયો એ વખતે **ગાજીઉદ્દીન** વિગેરે કેટલાક અમીરોએ શાહને પદભ્રષ્ટ કરી, કેદ કીધો. તેથી તે બિચારો કેદમાં મરણ પામ્યો.

૧૧૨. ગાજીઉદ્દીન જે અયોધ્યાના નવાબ સાદતનો ભત્રિજો થાય, તેણે અહમદશાહના ભત્રિજાને **આલમગીર બીજા** એ નામથી પાદશાહ બનાવ્યો. એના વખતનાં મોગલાઈ રાજ્ય છેક પડી ભાંગ્યું, તેથી એ અને એના પછીના પાદશાહો **નામલા પાદશાહ** કહેવાય છે. હવેથી પાદશાહોનું કંઈ ચાલતું નહીં, જેની મરજીમાં આવે તે વજીર થાય, ને ગમે તેમ વર્તે. ગાજીઉદ્દીને લાહોર પ્રાંત જીત્યો, તેથી અહમદશાહ અબદલ્લી ફરીને હિંદ પર ચઢયો મથુરાંના જાત્રાળુઓની કતલ ચલાવી. ને પાછો ગયો. ગાજીઉદ્દીનની સલાહથી મરેઠાએ પંઝાબ ઊપર ચઢાઇ કરી તેથી અહમદશાહ અબદલ્લી વળી પાછો ચઢી આવ્યો. એ વખતે ગાજીઉદ્દીને આલમગીર બીજાને મારી નાંખ્યો.

૧૧૩. આલમગીર પછી **શાહ આલમ બીજા** ને ગાજીઉદ્દીને ગાદીએ બેસાડયો, તેને

કોઇએ પાદશાહ માન્યો નહીં. **સદાશિવભાઉ**ના ઉપરીપણા નીચે મરેઠા દિલ્હીપર ચઢયા, ને દિલ્હી કબજે કરી, તે વખતે અહમદશાહ દુર્રાનીને મરેઠાની લડાઇ પાણીપતના મેદાનમાં થઇ, તેમાં મરેઠાનો નાશ થયો. દુર્રાનીએ શાહઆલમને દિલ્હીની ગાદી આપી. દશ વર્ષ પછી પાછા મરેઠા દિલ્હી પર આવ્યા, ને શાહ આલમ તેના તાબામાં રહ્યો ઇ૦ સ૦ ૧૭૮૬ માં **લોર્ડ લેક** મરેઠા પાસેથી દિલ્હી જીત્યું, તે વખતે તેણે શાહ આલમને કેદમાંથી છોડવ્યો. ઇ૦ સ૦ ૧૮૦૬ માં તેનું મોત થયું.

૧૧૪. શાહ આલમ પછી તેનો છોકરો **અકબર બીજો** રાજ્ય વગરના તખ્ત ઉપર બેઠો. તેનું રક્ષણ અંગ્રેજ સરકારે કીધું. ઇ૦ સ૦ ૧૮૩૭માં તેનો કાળ થયો.

૧૧૫ અકબર બીજા પછી **મહમદ બહાદુરશાહ** પાદશાહ કહેવાયો, તે એ અકબરનો છોકરો થાય. મોગલ વંશનો ૧૭ મો અને છેલ્લો પાદશાહ એ હતો. ઇ૦ સ૦ ૧૮૫૭ના બળવામાં એણે ભાગ લીધો. એમ શાબિત થવાથી તેને રંગુનમાં દેશ નિકાલ કીધો, ને તેના પુત્ર ને પોત્રને ગોળીથી માર્યા,

## ૧૧૬ મોગલ વંશની વંશાવળી.

| પાદશાહનું નામ | ગાદીએ બેઠાનાં વર્ષ |
|---|---|
| **બાબર**........................ | ૧૫૨૬ |
| **હુમાયુન**........ ....... ... ...... | ૧૫૩૦ |
| **અકબર**........ ...... ... ...... | ૧૫૫૬ |

| | |
|---|---|
| જહાંગીર | ૧૬૦૫ |
| શાહુજહાં | ૧૬૨૭ |
| ઔરંગજેબ | ૧૬૫૮ |
| બહાદૂરશાહુ | ૧૭૦૭ |
| જહાંદરશાહુ | ૧૭૧૨ |
| ફરોકશિયર | ૧૭૧૩ |
| મહુમદશાહુ | ૧૭૧૯ |
| અહુમદશાહુ | ૧૭૪૮ |
| આલમગીર બીજો | ૧૭૫૪ |
| શાહુઆલમ બીજો | ૧૭૫૯ |
| અકબર બીજો | ૧૮૦૬ |
| મહુમદ બહાદૂરશાહુ | ૧૮૩૭ |

(આલમગીર બીજો થી મહુમદ બહાદૂરશાહુ સુધી:) એ પાદશાહો નામના હતાં

૧૧૭. ઔરંગજેબને મુસલમાનો સર્વોત્તમ ધારે છે, પણ બીજા કેટલાકો અકબરને સર્વોત્તમ માને છે. અકલમાં, મહેનતમાં ને દ્રઢતામાં એ બંને મળતા હતા. બાકીની વાતમાં એ બંને તદ્દન ઊલટા હતા, અકબર મોટા મનનો, ને ઊદાર હતો, ત્યારે ઔરંગજેબ નીચ મનનો ને દગાખોર હતો. અકબર શરણે આવેલા શત્રુ ઉપર દયા કરી મિત્ર કરી રાખતો, ત્યારે આલમગીર જીતાએલાને દુખી કરી, વેર વધારતો. અકબર સારી રીતે પોતાનું કામ પાર પાડતો, ત્યારે ઔરંગજેબ દગા ને કાવતરાંથી કામ સાધતો.



# પ્રકરણ ૧૧ મું.

## મરેઠી રાજ્ય.

૧૧૮. અહમદનગર ને વિજાપૂરના મુસલમાન રાજાના લશ્કરમાં **શાહજીભોંસલે** નામનો મરેઠો નાયક હતો. તે મોગલોની સામે લડવામાં પ્રખ્યાત થયો. તે મુઓ ત્યારે પોતાના છોકરા **શિવાજીને** વારસામાં એક નાની જાગીર અને સિપાઇઓની એક ટુકડી આપતો ગયો. શિવાજીનો જન્મ ૧૬૨૭ માં થયો. મોગલ પાદશાહ અને અહમદનગર તથા વિજાપૂરના રાજાઓ લડતા, તેમાં શિવાજી હરકોઇ એક પક્ષને મદદ કરતો. લૂટ કરીને તેણે ઘણું ધન મેળવ્યું, અને તેથી પર્વતોમાં કિલ્લા બાંધ્યા. લશ્કરને પગાર નહીં, પણ લૂટમાંથી ભાગ આપતો. તેથી જ્યારે લડવું હોય, ત્યારે મરેઠા એકઠા થતા, બાકીને વખતે તેઓ પોતાનો ખેતી વિગેરેનો ધંધો કરતા. એ લશ્કર ઘોડેસ્વારનું હતું.

૧૧૯. ઇ૦ સ૦ ૧૬૫૯ માં વિજાપૂરના સરદાર અફ્‌જલખાંને સલાહ કરવાનું કહેણ મોકલી બોલાવ્યો. ને એકાંત કિલ્લામાં લઇ જઈ મારી નાંખ્યો. ઇ૦ સ૦ ૧૬૬૩ માં તેણે સુરત લૂટયું. ઇ૦ સ૦ ૧૬૬૪ માં તેણે પોતાના નામના સિક્કા પાડયા. અને રાજપદ ધારણ કીધું. ઇ૦ સ૦ ૧૬૬૫ માં વિજાપૂરના રાજા જોડે લડવામાં મોગલપાદશાહને શિવાજીએ ઘણી સારી મદદ કરી. તેથી ઇ૦ સ૦ ૧૬૬૬ માં પાદશાહ ઔરંગજેબે ખુશ થઈ, તેને માન આપવા દિલ્હી બોલાવ્યો. તે ત્યાં ગયો, તેને પાદશાહે કેદ

કીધો, પણ ચોકીદારોને ભૂલાવામાં નાંખી, તે જોગીને વેશે પાછો દક્ષિણમાં નાશી આવ્યો. ઈ૦ સ૦ ૧૬૭૪માં પોતાની રાજધાની રાયગઢમાં પોતાની તુલા સોનાથી કીધી. અને તે સોનું બ્રાહ્મણોને દાનમાં આપ્યું. ઈ૦ સ૦ ૧૬૭૬માં કર્ણાટક સુધી એણે ફોજ મોકલી. એનો કાળ ૧૬૮૦માં થયો.

૧૨૦. ઔરંગજેબે દક્ષિણનાં સ્વતંત્ર મુસલમાની રાજ્યને તાબે કરવાનું છોડી દીધું હોત, ને તેની સાથે હળીમળીને ચાલ્યો હોત, ને શિવાજીને દાબી દેવાનો પ્રયત્ન કીધો હોત તો, મુગલઈ રાજ્ય ઘણાં વર્ષ લગી ટકી શકત.

૧૨૧. શિવાજી પછી તેનો છોકરો **શંભાજી** ગાદીએ બેઠો. **કલુસા** નામના કનોજીઆ બ્રાહ્મણને પ્રધાન બનાવી, તેને રાજકારભાર સોંપી, પોતે રંડીબાજીમાં પડયો. ઈ૦ સ૦ ૧૬૮૯માં ઔરંગજેબે શંભાજીને પકડયો, ને તેને મુસલમાન થવાને કહ્યું, ત્યારે તેણે કહ્યું કે, "**તારી શાહુજાદી પરણાવે તો મુસલમાન થાઉં.**" તેથી પાદશાહે તેની જીભે ડામ દેવડાવ્યા, ને તેની આંખ ફોડી મારી નંખાવ્યો, તથા કલુસાને પણ મારી નંખાવ્યો. શંભાજીના સાત વર્ષના છોકરાને ઔરંગજેબ કેદી કરી દિલ્હી લઇ ગયો. અને એનું નામ શાહુ એટલે ચોર પાડયું. ઔરંગજેબના મુઆ પછી તેના છોકરા આજીમે શાહુને છોડયો. એવી શરતે કે, પાદશાહને તાબે રહી રાજ્ય કરે. **શાહુએ** પોતાનો પ્રધાન એટલે પેશ્વા બાલાજી વિશ્વનાથ નામના બ્રાહ્મણને બનાવ્યો.

## ૧૨૨. મરેઠા રાજાઓનો વંશાવળી.

| રાજાનાં નામ. | ગાદીએ બેઠાનાં વર્ષ. |
|---|---|
| શિવાજી | ૧૬૬૪ |
| શંભાજી | ૧૬૮૦ |
| રાજારામ | ૧૬૮૯ |
| શિવાજી બીજો | ૧૭૦૦ |
| શાહુ | ૧૭૦૮ |
| રામરાજા | ૧૭૪૯ |
| શાહુ બીજો | ૧૭૭૭ |
| પ્રતાપસિંગ | ૧૮૧૮ |
| શાહુજી | ૧૮૪૦ |



૧૨૩. જેમ જેમ મરેઠા રાજા નબળા થતા ગયા, તેમ તેમ પેશ્વાએ પોતાની સત્તા વધારી. અને આખરે રાજ્યના માલિક પેશ્વા થયા. ને શિવાજીના વંશજોને ભાગે કોલાપૂર ને સતારાનાં નાનાં રાજ્ય રહ્યાં. સતારાના રાજાને પુત્ર ન હોવાથી ૧૮૪૯ માં અંગ્રેજે તેનું રાજ્ય ખાલસા કીધું. અને કોલાપૂરમાં અદ્યાપિ શિવાજીનો વંશજ રાજ કરે છે. એ વંશજ નાનો છે, અને સને ૧૮૮૪ માં કોલાપૂરની રાણીએ એને દત્તક લીધો છે. એનું નામ બીજો શાહુ છે.

૧૨૪. પેહલો પેશ્વા **બાલાજી વિશ્વનાથ** ૧૭૧૪ માં થયો. શાહુને તારાબાઇ જોડે રાજ મેળ-વવા લડવું પડયું, તેમાં એ બાલાજીએ સારી

મદદ કરી, માટે તેને પ્રધાન બનાવ્યો. ઇ૦ સ૦ ૧૭૧૮ માં દિલ્હીના સૈયદ હુસેનની મદદ બાલાજી ફોજ લઈ દિલ્હી ઊપર ગયો હતો. ઇ૦ સ૦ ૧૭૨૦ માં તેણે દક્ષિણની ઊપજનો ચોથો ભાગ ઊઘરાવ્યો.

૧૨૫. બાલાજી પછી તેનો પુત્ર **બાજીરાવ** પેશ્વા થયો. એણે માળવા પ્રાંત જીત્યો. નર્મદા અને ચંબલ નદીની વચ્ચેનો મોટો પ્રદેશ દિલ્હીના પાદશાહ પાસેથી જીત્યો. અને ૧૭૩૯ માં પોર્ટુગીઝ પાસેથી વસઈનો કિલ્લો જીતી લીધો. બાજીરાવ માણસના ગુણની પરીક્ષા સારી રીતે કરી જાણતો. લડવામાં જેઓ બહાદુર જણાયા તેને મોટી પદવી આપી. એમાં **મલ્હારરાવ હોલ્કર** અને **રાણોજી સિંધિયા** મુખ્ય હતા. મલ્હારરાવ જાતે નીચ ને ઘોડેશ્વાર હતો, અને રાણોજી બાજીરાવનાં પગરખાં સાચવતો. તેઓ બહાદુર જણાયા, માટે તેઓને લશ્કર આપી લડવા મોકલતો. વખત જતાં જેમ જેમ પેશ્વા નરમ પડતા ગયા, તેમ એ સરદારો સ્વતંત્ર થઈ ગયા. હોલ્કરનું રાજ્ય હાલ માળવાના ઇંદોરમાં છે, ને સિંધીઆના વંશજ હાલ ગ્વાલિયરમાં રાજ્ય કરે છે.

૧૨૬. મરેઠી રાજ્યની ચઢતી જોઈ દક્ષિણનો પાદશાહી સૂબેદાર નિઝામઉલમુલ્ક ઘણો બળવા લાગ્યો, તેણે મરેઠાઓ માંહેમાંહે લડે, એવી ગોઠવણ કરવા માંડી. બાજીરાવ પેશ્વા એના દગાથી ચેત્યો. નિઝામઊલમુલ્ક ગુજરાતના સેનાપતિ ત્રિંબકરાવ દાભાડે જોડે મળી ગયો. ને તેને શીખવ્યું કે પેશ્વાના તાબામાંથી શાહુ રાજાને છોડવા તમારે પેશ્વા જોડે

બંદોબસ્ત કરવી. હું તમને મદદ કરીશ. એ ખબર બાજીરાવે સાંભળી કે, તરત ગુજરાતપર ચઢાઇ કરી. ઈ૦ સ૦ ૧૭૩૪ માં ડભોઈ આગળ લડાઈ થઇ, તેમાં ત્રિંબકરાવ હાર્યો ને માર્યો ગયો, તેથી ત્રિંબકરાવના નાના છોકરાને સેનાપતિ નીમી તેના વાલી તરીકે બાજીરાવે પિલાજી ગાયકવાડને ઠેરવ્યો. એ પિલાજી ધીમે ધીમે ગુજરાતમાં સ્વતંત્ર અમલ કરવા લાગ્યો. ને એના વંશજો હાલ ગાયકવાડ નામથી વડોદરામાં રાજ્ય કરે છે.

૧૨૭. ત્રીજો પેશ્વા **બાલાજી** બલ્લાલ થયો. નિઝામનો કેટલોક મુલક એણે જીત્યો. અને નાગપૂરવાળો ભોંસલા સરદાર છેક બંગાળા સુધી લૂટતો ગયો, ને મુર્શીદાબાદ લૂટયું. પણ બંગાલાના નવાબ અલિવર્દખાને તેને પાછો કાઢયો. ૧૭૪૩ માં નાગપૂરના રાઘોજી ભોંસલાએ ફરીથી બંગાળા લૂટયું. એ લૂટમાં ભોંસલાએ પેશ્વાને ભાગ ન આપ્યો, તેથી તેઓને અણબનાવ થયો. બંગાળાના નવાબે પોતાની ઉપજનો ચોથો ભાગ તથા ઓઢિયા પ્રાંત મરેઠાને આપ્યો. મરેઠાએ પંજાબ ઊપર સ્વારી કરી, એ પંજાબ અફઘાનિસ્તાનના અહમદશાહ દુર્રાનીનો હતો, તેથી તે હિંદુસ્તાનપર ચઢયો. ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં લડાઈ થઈ, તેમાં મરેઠા હાર્યા.

૧૨૮. મરેઠી રાજ્યના મુખ્ય પાંચ વિભાગ હતા. (૧) પૂનામાં પેશ્વાનું રાજ્ય. (૨) નાગપૂરમાં રાઘોજી ભોંસલાનું રાજ્ય. (૩) ગ્વાલિયરમાં સિંધિયાનું રાજ્ય. (૪) માળવામાં હોલ્કરનું રાજ્ય. (૫) ગુજરાતમાં ગાયકવાડનું રાજ્ય.

૧૨૯. ચોથો પેશ્વા **માધવરાવ** થયો. એના વખતમાં નિઝામને હૈદરે મરેઠી રાજ્ય પર ચઢાઈ કરી, પણ જુવાન પેશ્વાએ તેઓને હરાવ્યા. આ પેશ્વાના વખતમાં માળવામાં મલ્હારરાવ હોલ્કરના છોકરાની વહુ અહલ્યાબાઈ થઈ. એ બાઇ ભણેલી હતી. તુકાજી હોલ્કરને દત્તક લીધો. ૨૦ વર્ષની ઉમરે તે વિધવા થઇ. તે ઉદ્યોગી ને ભાવિક ભકતાણી હતી. એ બાઈ ઘણી સદ્ગુણી હતી. વખાણથી તે ફુલાતી નહી. તેના સદાચરણથી રૈયત રાજી થઇ. એના વખતમાં ઇંદોર શહેર વસ્યું. જીવતી હતી ત્યારે બહુ વખણાતી, ને મુઆ પછી દેવી ઠરાવી, તેની મુર્તિને લોકો હજી પૂજે છે. આ પેશ્વાના વખતમાં રામ શાસ્ત્રી નામનો મખ્યાત ન્યાય શાસ્ત્રી હતો. સખારામ બાપુ ને નાના ફડનવીશ એ બે કારભારી હતા. ત્રિંબકરાવ મામા ને હરીપંત નામે શૂરા સરદારો હતા.

૧૩૦. માધવરાવ પછી **નારાયણરાવ** પેશ્વા થયો. એનું ખૂન એના બાપના કાકા **રઘુનાથરાવ** ને તેની દુષ્ટ નારી **આનંદીબાઇ**એ કરાવ્યું.

નારાયણરાવ પછી તેનો છોકરો **સવાઈ માધવરાવ** પેશ્વા થયો. રઘુનાથરાવે પેશ્વાઈ મળવાના ઇરાદાથી અંગ્રેજની મદદ માંગી, ને પેશ્વાના કારભારી નાના ફડનવીસે ફ્રેંચની મદદ માંગી, તેથી લડાઇ થઇ, એ લડાઇને મરેઠી પહેલો વિગ્રહ કહે છે, પણ ઇ૦ સ૦ ૧૭૮૨ માં સાલબાઈનું તહનામું થયું, તેમાં સાષ્ટી તથા ઘારાપૂરી બેટ અંગ્રેજને મળ્યા. ને રાઘોબાને મોટું પેનશન મળ્યું. ને માધવરાવ પેશ્વા કાયમ રહ્યો, પણ ૨૧ વર્ષની ઊમરે તેણે અગાશી

પરથી પડતુ મૂકી જીવ ખોયો.

૧૩૧. માધવરાવ પછી તેનો પિત્રાઇ બીજો **બાજીરાવ** પેશ્વા થયો. એ રઘુનાથરાવનો દીકરો થાય. એ છેલ્લો પેશ્વા હતો. એનો કારભારી પણ નાનાફડનવીશજ હતો, તેને એણે અહમદનગરમાં કેદ કીધો. નાનાને પાછો કારભારી બનાવ્યો, પણ તેનો કાળ ૧૮૦૦ માં થયો. મરાઠી રાજ્યમાં નાના ફડનવીશ ઘણો નિપુણ માણસ હતો. પુનામાં તેના જીવતાં સુધી અંગ્રેજી કાંપ થઇ શકી નહીં. ને મરેઠી રાજ્ય પરતંત્ર બન્યું નહતું. નાનાફડનવીશ પહેલા માધવરાવથી તે બીજા બાજીરાવ સુધી પેશ્વાનો કારભારી હતો. હોલ્કરે બાજીદાવના પુના શહેર પર ચઢાઈ કરી, તેથી બાજીરાવે અંગ્રેજની મદદ માંગી. અંગ્રેજે બાજીરાવનો પક્ષ કીધો, ને ૧૮૦૨ માં વસઈનું તહનામું થયું. એથી પુનામાં અંગ્રેજી કાંપ થઇ, ઇ૦ સ૦ ૧૮૦૪ માં બીજો મરાઠી વિગ્રહ થયો. જનરલવેલેસ્લીએ આરગામ ને અસાઇની લડાઇમાં સિંધીઆને ભોંસલાના લશ્કરને હરાવ્યું. અને લાસવારીને દિલ્હી આગળ લોર્ડ લેકે મરેઠાને હરાવ્યા. ઈ૦ સ૦ ૧૮૩૦માં દિગ આગળ હોલ્કર હાર્યો, એથી અગ્રેજને ઘણો મુલક મળ્યો.

૧૩૨. છેલ્લો મરાઠા વિગ્રહ ૧૮૧૮ માં થયો, એમાં પેશ્વા, હોલ્કર, નાગપૂરના ભોંસલા એઓ અંગ્રેજ જોડે લડ્યા, ને હાર્યા, એથી મરેઠી રાજ્યનો છેક અંત આવ્યો. બાજીરાવ પેશ્વા અંગ્રેજને શરણે આવ્યો, તેથી તેને મોટું પેનશન બાંધી આપી, કનોજની પાસે બિથુર ગામમાં રહેવા મોકલ્યો. તેનો દત્તપુત્ર નાના

સાહેબ થયો, તેણે ૧૮૫૭ ના બલવામાં ઘણો ફેર કીધો. ને નામોશી મેળવી.

૧૩૩. **સાલબાઈનું તહનામું**:—સવાઈ માધરાવને અંગ્રેજ વચ્ચે ઇ૦ સ૦ ૧૭૮૨ માં થયું, તેમાં નીચેની પાંચ કલમો હતી. (૧) અંગ્રેજે પેશ્વાનો જીતેલો મૂલક પાછો આપવો. (૨) અંગ્રેજ અને પોર્ટુગીઝ સિવાય બીજી કોઈ પણ યૂરોપી પ્રજાને મરેઠી રાજ્યમાં રહેવા દેવી નહીં. (૩) ભરૂચ સિંધિયાને આપવું. (૪) હૈદરે કર્ણાટકમાં અંગ્રેજનો જીતેલો મુલક પાછો આપવો. (૫) દર મહિને પેશ્વાએ રઘુનાથરાવને ૨૫) હજાર રૂપિઆ આપવા.

૧૩૪. **વસઈનું તહનામું**:—બીજો બાજીરાવ પેશ્વા ને અંગ્રેજ વચ્ચે ઇ૦ સ૦ ૧૮૦૨ માં થયું, તેમાં નીચેની ચાર કલમો હતી. (૧) બાજીરાવે કહ્યું કે તમે મારૂં રાજ્ય પાછું અપાવશો, તો અંગ્રેજી લશ્કર પૂનામાં રહેવા દઇશ, ને તેના ખરચને બદલે ૨૬ લાખ રૂપિઆ આપીશ. (૨) સુરત શહેર ઉપરથી હાથ ઊઠાવીશ. (૩) નિઝામ અને ગાયકવાડ જોડે મારે જે તકરાર હોય, તેની પંચાત અંગ્રેજે કરવી. (૪) અંગ્રેજને જે યૂરોપી પ્રજા જોડે લડાઈ હશે, તેને મારા રાજ્યમાં રહેવા દઇશ નહીં.

---

## પ્રકરણ ૧૨ મું.

૧૩૫. હિંદુસ્તાન પર ચઢાઈ કરનારા પ્રથમ વાવ્ય ખૂણેથી પગ રસ્તે આવતા, યૂરોપી લોક હિંદને

દક્ષિણ છેડેથી દરિઆઇ રસ્તે વેપાર કરવાના હેતુથી દાખલ થયા. પ્રથમ તો એ લોકો વેપારજ કરતા, પણ દેશી રાજાની નબળાઈ જોઈ, પાછળથી કેટલોક મૂલક જીતી લીધો. યૂરોપી તમામ પ્રજામાંથી અંગ્રેજે વધારે રાજ્ય જીત્યું. તે અદ્યાપિ આપણા ઉપર રાજ્ય કરે છે.

૧૩૬. **પોર્ટુગીઝઃ**—યૂરોપી જાતમાં સૌથી પહેલી પ્રજા પોર્ટુગીઝ આપણા દેશમાં આવી. એ યૂરોપના પોર્ટુગાલના રહીશ હતા. વાસ્કોડીગામા નામના નાખુદાના અમલ નીચે એક દરિયાઈ કાફલો પ્રથમ આવ્યો. એઓ આફ્રિકાની દક્ષિણે કેપ ઓફ ગુડહોપ નામની ભૂશિર છે, ત્યાં થઇને આવ્યા. વાસ્કોડીગામા ઇ૦ સ૦ ૧૪૯૮ ના મે માસની ૨૦મી તારીખે દક્ષિણ હિંદના કાલીકટ બંદરમાં પ્રથમ ઉતર્યો. કાલીકટના રાજા ઝામોરીન કહેવાતા, તેમની જોડે વાસ્કોડીગામાને દોસ્તી થઇ, પણ વાસ્કોડીગામાને આરબ વેપારી જોડે બન્યું નહીં. શાથી જે તેના આવવાથી આરબોનો વેપાર પડી ભાગ્યો હતો. ૭ માસ રહી, વાસ્કોડીગામા પાછો સ્વદેશ ગયો. છઠ્ઠા અલેકઝાંડર પોપે પોર્ટુગાલના રાજાને ઇરાન, અર્બસ્તાન ને હિંદુસ્તાન જોડે વેપાર કરવાની રજા આપી, માટે ઇ૦ સ૦ ૧૫૦૨ માં વાસ્કોડીગામા ફરીથી ૨૦ વહાણનો કાફલો લઇ આવ્યો. કોચીન અને કાનાનોરના રાજા જોડે મળી જઈ, વાસ્કોડીગામાએ બિચારા ઝામોરીનને તેના શહેરમાં ઘેરી લઇ, તેના ઉપર તોપનો મારો ચલાવ્યો. ઇ૦ સ૦ ૧૫૦૩ માં પોર્ટુગીઝનો સરદાર આલ્ફોન્સો આલ્બુકર્ક

આવ્યો. તેના પછી હિંદમાં પોર્ટુગીઝના વેપાર ખાતાનો ૧ લો ગવર્નર જનરલ ફ્રાન્સિસ્કો આલ્મેડા નીમાયો. ઈ૦ સ ૧૫૦૫ માં બાવીશ વહાણને ૧૫ હજાર માણસ લઇ તે હિંદમાં આવ્યો. ઇ૦ સ૦ ૧૫૦૯ માં આલ્બુકર્ક ગવરનર થયો. એના વખતમાં પોર્ટુગીઝની સત્તા ઘણા ભાગમાં વધી. તેણે કાલીકટ પર હુમલો કીધો, પણ હાર્યો. પણ ઇ૦ સ૦ ૧૫૧૦ માં ગોવા બંદર જીતી લધું. એ શેહર હજી એ લોકોના તાબામાં છે, ત્યાર પછી મલાકા જીતી લીધું. અને સિઆમ ને મસાલાના બેટ જોડે વેપાર શરૂ કીધો. ઇ૦ સ૦ ૧૫૧૫ માં ગોવા શેહેરમાં એનું મરણ થયું. ઈ૦ સ૦ ૧૫૨૪ માં વાસ્કોડીગામા ત્રીજીવાર હિંદમાં આવ્યો, પણ ઈ૦ સ૦ ૧૫૨૭ માં તે કોચીનમાં મરણ પામ્યો. અંગ્રેજ અને વલંદા હિંદમાં વેપાર કરવા આવ્યા હતા, તેથી તથા પોર્ટુગીઝ અમલદારોના જાુલમને લીધે પોર્ટુગીઝ અમલની પડતી થવા લાગી. હાલ તેઓને તાબે દીવ દંમણ ને ગોવા છે.

૧૩૭ **વલંદાએ** હિંદમાં આવી પોર્ટુગીઝના વેપારને તોડી પાડયો, એ લોકો યૂરોપના હોલાંડ દેશના રહેવાસી હતા, એઓમાંથી જળ માર્ગે હિંદ તરફ આવનાર પ્રથમ પુરૂષ વિલ્યમ બેરેન્ટસ હતો. પરંતુ તેનો કાળ મુસાફરીમાંજ થયો. બીજો મુસાફર કોર્નિલિયસ હોટમાન હતો. તે કેપ આફ ગુડ હોપને રસ્તે થઇ ઈ૦ સ૦ ૧૫૯૬ માં સુમાત્રાને બંતામમાં આવી પહોંચ્યો, વલંદા એ પુર્વના દેશો જોડે વેપાર કરવાને કંપનીઓ ઊભી કીધી. પણ

ઈ૦ સ૦ ૧૬૦૨ માં એ બધી કંપની જોડાઇ જઈ, તેનું નામ વલંદા ઇસ્ટ ઈન્ડીઆ કંપની પડયું. વલંદા એ ઈ૦ સ૦ ૧૬૧૯ માં જાવામાં બટેવિઆ નગર વસાવી, તેને પોતાની રાજધાની કરી. એમની પ્રથમ રાજધાની આમ્બોયનામાં હતી. એજ વખતે વલંદાએ આસ્ટ્રેલિઆ શોધી કાઢયો. એજ અરસામાં તેમણે અમેરિકામાં ન્યુયાર્ક વસાવ્યું. ઇ૦ સ૦ના સત્તરમાં સૈકામાં પૂર્વ દેશોમાં વેપારની બાબતમાં વલંદા બીજી પ્રજા કરતાં ચઢીઆતા હતા. તેથી ઘણીવાર અંગ્રેજને વલંદા વચ્ચે દરિઆમાં લડાઇ થઈ હતી. વલંદાએ ૧૬૪૦ માં મલાકા લીધું. ૧૬૫૨ માં મદ્રાસ કાંઠે વાલકોલ્લુમાં વલંદાએ પહેલી હિંદી કોઠી બાંધી. અને સિંહલદ્વીપમાં પોર્ટુગીઝનો એક કિલ્લો ૧૬૫૮ માં લઈ લીધો. મલબાર કાંઠે પોર્ટુગીઝનાં થાણાં હતાં તે ૧૬૬૪ માં લઇ લીધાં, ને હિંદમાંથી પોર્ટુગીઝને કાઢયા. વલંદાની રાજ્યરીતિ સારી નહતી, તથા વેપારમાં લાંબી નજર પહોંચતી નહતી, તેથી રાજની પડતી આવી. હિંદમાં રાજ કરવાની એઓની ઇચ્છા નહતી, પણ વેપાર કરવાનીજ હતી. ઈ૦ સ૦ ૧૭૫૮ માં ક્લૈવે ચિન્સુરામાં વલંદાને હરાવ્યા, ને તેની કીર્ત્તિ તોડી. હિંદમાં હાલ વલંદાનું કોઈ પણ ઠેકાણે રાજ્ય નથી. તોપણ ચિન્સુરા, નેગાપટણ, જાફ્નાપટણ, તથા કોરોમંડળ ને મલબાર કાંઠાનાં બંદરોમાં તેઓનાં નકસીદાર મકાનો છે, તથા પાણીની નેહેરો તેઓએ બનાવેલી તે હજી તેઓની યાદી આપે છે. સુરતમાં વલંદાવાડ નામે એક ભાગ

છે, અને અમદાવાદમાં વલંદાની હવેલી છે, જેમાં હાલ મુંબઈ બેંકની શાખા છે.

૧૩૮ **અંગ્રેજ**:—હિંદનો શોધ કરવાને ઈ૦ સ૦ ૧૪૯૬ માં યૂરોપની ઊત્તરે થઇ જાનકાબઠે આવવાનો પ્રયત્ન કીધો, પણ ફાવ્યો નહીં. પછી ૧૫૫૩ માં સરહ્યુ વ્હીલબીએ યૂરોપની ઊત્તરે થઈ હિંદમાં આવવા પ્રયત્ન કીધો, પણ મરણ પામ્યો. પછી યૂરોપની ઊત્તરે થઇ હિંદ શોધવાના ઘણા પ્રયત્ન કીધા પણ કંઇ વળ્યું નહીં, પણ એ પ્રયત્નથી ન્યુફીલાંડ હડસન ડેવિસ, બાફિન, વગેરે સ્થળો જડયાં.

૧૩૯. ટામસ સ્ટીવન્સ અને સાલ્ટીબેટની જેસ્યુઇટ કોલેજનો માસ્તર ૧૫૭૯ માં હિંદમાં પ્રથમ આવેલા જણાયા. એઓ અંગ્રેજ હતા. ત્યાર પછી ૧૫૮૩ માં રાલ્ફરિચ, જેમ્સ ન્યુબેરિ અને લીડ્સ એ ત્રણ અંગ્રેજ વેપારી એશિઆના બીજા દેશોમાં થઇ હિંમાં આવ્યા. પોર્ટુગીઝે ઈરાનના હોરમઝ બેટમાં અને ફરીથી તેઓને ગોવામાં કેદ કીધા. ન્યુબેરી ગોવામાં દુકાન માડી રહ્યો. અને ફિચ તથા લીડ્સ મલાકા, સિંહદ્વીપ, બંગાળા, સિયામ વિગેરે ઠેકાણે થઈ પાછા સ્વદેશ ગયા. અંગ્રેજે હિંદ જોડે વેપાર કરવાને કંપની ઊભી કીધી, તેનું નામ ઈસ્ટ ઇન્ડીઆ કંપની પાડયું. એ કંપની ઇ૦ સ૦ ૧૬૦૦ના ડીસંબરની ૩૧ મી તારીખે થઈ, ને તેને ઈલીઝાબેથ રાણીએ સનંદ આપી. એ કંપનીમાં ૧૨૫ ભાગીદાર હતા, ને તેમનું ભંડોળ ૭ લાખનું હતું. ઇ૦ સ૦ ૧૬૧૨ માં એ ભંડોળ વધારી ૪૦ લાખનું કીધું.

હિંદ જોડે વેપાર કરવાને અંગ્રેજોએ ઘણી કંપની કીધી, પણ ઈ૦ સ૦ ૧૭૦૯માં એ બધી કંપનીઓ જોડાઇ ગઈ, ને તેનું નામ યુનાઇટેડ ઈસ્ટ ઈંડીઆ કંપની પડયું.

૧૪૦. એ કંપનીઓની ૧લી સફર ૧૬૦૨માં થઇ, તેમાં કપ્તાન લાંકાસ્ટરે અચીનના રાજમાં વેપાર શરૂ કીધો, અને બંતામમાં કોઠી કીધી. ત્યાર પછી મોલુકાસ, બંડા, આમ્બોયના અને પુલોવેમાંથી મરી અને તેજાના લઈ જતા. પણ હિંદમાં પોર્ટુગીઝે અંગ્રેજને પેસવા દીધા નહીં. પોર્ટુગીઝે ના કહી, તો પણ સર હેન્રી મિડલ્ટને ખંભાતમાંથી માલ ભર્યો. તેથી ઇ૦ સ૦ ૧૬૧૫માં સુઆળી ગામ આગળ પોર્ટુગીઝને અંગ્રેજની દરિઆમાં લડાઈ થઇ, તેમાં કપ્તાન બેસ્ટે પોર્ટુગીઝને હરાવ્યા. એજ અરસામાં સર ટામસરો જહાંગીરના દરબારમાં એલચી થઇને આવ્યો. તેથી જહાંગીરે અંગ્રેજને હિંદ જોડે વેપાર કરવાની રજા આપી.

૧૪૧. જેમ પોર્ટુગીઝ અંગ્રેજની સામે હતા, તેમ વલંદા પણ હતા. આમ્બોયનામાં ઈ૦ સ૦ ૧૬૨૩ના ફેબ્રુઆરી માસમાં ૯ અંગ્રેજ ૯ જાપાની ને એક પોર્ટુગીઝને ઊંઘતા મારી નાંખ્યા. એથી અંગ્રેજ બહુ નારાજી થયા. જેઓ માર્યા ગયા, તેમના વારસોને ૩૬૧૫૦ રૂપિઆ ગુજરાન બદલ વલંદા પાસે અપાવ્યા.

૧૪૨. **મદ્રાસમાં અંગ્રેજ**:—પ્રથમ મછલીપટણમાં કોઠી કીધી. અને ઇ૦ સ૦ ૧૬૨૬માં નેલોરમાં કોઠી કીધી. ઈ૦ સ૦ ૧૬૨૬માં ફ્રાંસિસડે

નામના અંગ્રેજે ચંદ્રગિરીના રાજા પાસેથી ચીનાપટમ અથવા મદ્રાસપટમ વેચાતું લીધું. અહીં તેણે ફોર્ટ સેન્ટ જયોર્જ બાંધી મદ્રાસ વસાવ્યું. હિંદુસ્તાનમાં અંગ્રેજનું પહેલું થાણું મદ્રાસ થયું. તે પ્રથમ તો જાવાના બંતામનગરને તાબે હતું. પણ ઈ૦ સ૦ ૧૬૫૩ માં મદ્રાસ સ્વતંત્ર ઈલાકો થયો.

૧૪૩. **મુંબઈમાં અંગ્રેજ**:—પશ્ચિમ હિંદમાં ઘણાં વર્ષથી અંગ્રેજનું થાણું સુરતમાં હતું. એ શહેરમાં ઈ૦ સ૦ ૧૬૧૫ માં પ્રથમ કોઠી થઈ, અને ઘોઘા, અમદાવાદ તથા ખંભાત જોડે સુરતની કોઠીની આડત ચાલતી. ઈ૦ સ૦ ૧૬૬૧ માં પોર્ટુગાલના રાજાએ બ્રગાનઝાની શાહજાદી કાથેરાઇનને ઇંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજા જોડે પરણાવી, તેની પહેરામણીમાં મુંબઇબેટ આપ્યો. ચાર્લ્સ રાજાએ ૧૬૬૮ માં વર્ષે રૂ ૧૦૦) માટે કંપનીને ઈજારે આપ્યો. ઈ૦ સ૦ ૧૬૬૩ માં શિવાજીએ સુરત લૂટયું, તેથી અંગ્રેજોએ સુરતમાંથી પોતાનું મથક ઊઠાવી, મુંબઇમાં કીધું. કારણ કે મુંબઇ બેટ હોવાથી ત્યાં મરેઠાથી ચોરી કરવા આવી શકાતું નહીં.

૧૪૪. **બંગાલામાં અંગ્રેજ**.-ઈ૦ સ૦ ૧૬૩૪ માં મોગલ પાદશાહે બંગાળામા અંગ્રેજને વેપાર કરવાને પરવાનગી આપી. ઈ૦ સ૦ ૧૬૪૦ માં હુગલીમાં કોઠી કીધી. અને ૧૬૪૨ માં બાલાસોરમાં કોઠી કીધી. ઈ૦ સ૦ ૧૬૪૫ માં હોપવેલ નામના વહાણના ડાકટર નામે ગેબ્રિયલ બ્રાઊટને શાહજહાં પાદશાહનો કંઈ રોગ મટાડયો, તેથી ખુશી થઈ, પાદશાહે કંઇ ઇનામ માગવાને કહ્યું, ત્યારે **આ સ્વદેશ હિતેચ્છુ**

**ભલા ડાકટરે પોતાના દેશીઓને જ હિંદુસ્તાન જોડે વેપાર કરવા દેવાની પરવાનગી માગી અને શાહજહાંએ તે આપી.** એથી ૧૬૮૧ માં બંગાળાને મદ્રાસથી જૂદું પાડયું. અને કાશીમબજાર, ઢાકા, પટના, બાલાસોર અને માલદાહની કોઠીઓનો ઉપરી મી૦ હેજીસને બનાવ્યો. ઇ૦ સ૦ ૧૬૮૬માં નવાબ સાઇસ્તિખાંએ બંગાળામાંની તમામ અંગ્રેજી કોઠીઓ જપ્ત કરી. તેથી હુગલીની કોઠીના મેનેજર જોબ ચાર્નાક ત્યાંથી સુટાનટી આગળ જઇ રહ્યો. એ સુટાનટીનો સમાસ હાલના કલકત્તામાં થઇ જાય છે. આ જગ્યાએ ફોર્ટસેન્ટ વિલ્યમ નામે કિલ્લો બાંધ્યો. ઇ૦ સ૦ ૧૭૦૦ માં ઔરંગજેબના દીકરા આજીમ કનેથી અંગ્રેજોએ કલિકટા, સુટાનટી અને ગોવિંદપૂર શહેર વેચાતાં લીધાં હતાં. ઇ૦ સ૦ ૧૬૮૯ માં કંપનીએ પોતાનો ગવર્નર જનરલ સરજાન ચાઇલ્ડને નીમ્યો. અને તેને સલાહ તથા લડાઇ કરવાની તથા કંપનીના વેપારનું રક્ષણ કરવાની સત્તા આપી.

૧૪૫. **હિંદુસ્તાનમાં ફ્રેંચ**:—ફ્રેંચે ઇ૦ સ૦ ૧૬૦૪ માં ઇસ્ટઇંડીઆ કંપની સ્થાપી. બીજી ૧૬૧૧ માં ત્રીજી ૧૬૧૫ માં ચોથી ૧૬૪૨ માં અને પાંચમી ૧૬૪૪ માં સ્થાપી. ફ્રેંચ ઇસ્ટ અને વેસ્ટ ઇંડીયા કંપનીને સેનીગાલ અને ચાઇના કંપની જોડે ૧૭૧૯ માં જોડી દીધી, અને તેનું નામ ઇંડીસ કંપની પાડયું. ઈ૦ સ૦ ૧૬૭૪ માં બીજાપૂરના રાજા કનેથી જમીન વેચાતી લઈ, પોંડીચેરી શહેર વસાવ્યું. અને તેને પોતાની રાજ્યધાની બનાવી. પોંડીચેરીના ૧ લા ગવરનર માર્ટીન તેને આબાદ

લીધું. તેના પછી ડુમાસ નામે ગવરનર થયો, તેણે દેશી રાજાઓની માંહોમાંહેની લડાઇમાં પડવા માંડ્યું. ઔરંગજેબ પાસેથી ફ્રેંચ લોકે ચંદ્રનગર વેચાતું લીધું હતું. ત્યાં ડુપ્લે નામે ગવરનર હતો, તેની બદલી ૧૭૪૧ માં પોંડીચેરીમાં થઇ.

૧૪૬. કર્ણાટકના નવાબ દોસ્તઅલીને ચંદા સાહેબ નામે જમાઇ હતો, એ ચદા સાહેબને ફ્રેંચ જોડે દોસ્તી હતી. તંજાવરના મરેઠા રાજા પાસેથી કેરિકલ બંદર ચંદા સાહેબે જીતી ફ્રેંચને આપ્યું, તેથી મરેઠી સરદાર રઘુજી ચંદા સાહેબપર ચઢયો, ને અંબુરની લડાઇમાં ચંદા સાહેબને હરાવી કેદી કરી પૂને લઇ ગયો. ચંદા સાહેબનાં બૈરાં છોકરાં પોંડિચેરીમાં ફ્રેંચને શરણે ગયાં.

૧૪૭. દક્ષિણના ઔરંગાબાદમાં મોગલ પાદશાહનો સરદાર નિઝામ ઉલમુલ્ક હતો, તે સ્વતંત્રપણે અમલ કરતો હતો, તે મરણ પામ્યો તેથી તેનો પૌત્ર મુજફ્ફરજંગ વારસ થયો પરંતુ એનો કાકો નાસિરજંગ ગાદીપતિ થઈ બેઠો. તેથી મુજફ્ફરજંગ મરેઠાની મદદ લેવા પૂને ગયો. ત્યાં તેને ચંદા સાહેબ મળ્યો. એ બંનોએ ફ્રેંચની મદદ માંગી. તેથી ડુપ્લેએ ૭ લાખ રૂપિઆ દંડ આપી મરેઠા પાસેથી ચંદા સાહેબને છોડવ્યો. મુજફ્ફરજંગ ચંદા સાહેબને ડુપ્લેની ફોજે મળી કર્ણાટકના નવાબ અન્વરૂદ્દીનને હરાવ્યો, ને માર્યો. એ લડાઇમાં ફ્રેંચના બુસી નામના સરદારે અન્વરૂદ્દીનનો જીંજીગઢ જીતી લીધો. મુજફ્ફરજંગને ફ્રેંચે દક્ષિણનો સુબેદાર બનાવ્યો ને ચંદા સાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો, એના

બદલામાં પોંડિચેરીની આસપાસના ૮૧ ગામ ડુપ્લેને એ બંનેજણે આપ્યાં. ઈ० સ० ૧૭૪૯. અન્વરૂદ્દીનનો છોકરો મહમદઅલી ત્રિચીનાપલીમાં જઇ ભરાયો. નાસિરજંગ મોટું લશ્કર લઈ લડવા આવ્યો, તેની સામે મુજફ્ફરજંગ લડયો. પણ હાર્યો ને પકડાયો તેને બુસીએ છોડવ્યો. નાસિરજંગને તેના ફુટેલા સિપાઇઓએ માર્યો, તેથી ફ્રેંચે મુજફ્ફરજંગને દક્ષિણનો સુબેદાર માન્યો. એ લડાઈમાં ફ્રેંચની મદદથી મુજફ્ફર જીત્યો, માટે એ લડાઇના મેદાનમાં ફ્રેંચ સરદાર ડુપ્લેએ પોતાના નામથી ડુપ્લેફતેહ આબાદ નામનું શહેર વસાવ્યું, ને કીર્તિસ્તંભ ચણાવ્યો.

૧૪૮. ત્રિચીનાપલીમાં ભરાએલો મહમદઅલી અંગ્રેજનો મિત્ર હતો, તેને ચંદા સાહેબે ઘેર્યો. તેથી મદ્રાસના ગવર્નરને રોબર્ટ કલૈવ નામના સરદારે કહ્યું કે મહમદ અલીને છોડાવાનો માત્ર એકજ રસ્તો છે. તે એકે આપણે ચંદા સાહેબના આર્કાટ ઉપર હલ્લો કરવો. ગવરનરે હા કહી, ને કલૈવે અર્કાટ જીત્યું. ચંદા સાહેબે પોતાના દીકરા રાજા સાહેબને ફ્રેંચ ફોજ સાથે અર્કાટનું રક્ષણ કરવા તથા કલૈવને પાછો કાઢવા મોકલ્યો, પણ કંઈ વળ્યું નહીં. આખરે રાજા સાહેબને ફ્રેંચ ફોજને કલૈવે હરાવી. ને આગળ જતાં ડુપ્લે ફતેહાબાદ તથા તેનો કીર્ત્તિસ્થંભ તોડી પાડયો.

૧૪૯. ડુપ્લેના પછી લાલી નામે ફ્રેંચ ગવર્નર આવ્યો, તેણે પણ અંગ્રેજો જોડે ઘણી લડાઇઓ કીધી. તેણે પ્રથમ અંગ્રેજનો સેન્ટડેવિડ ગઢ જીત્યો, ને મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ પાછળથી એ ઘેરો ઊઠાવવો પડયો. પણ લાલીએ ને બુસીએ મળી અંગ્રેજના

વાંદેવાસ શહેરને ઘેરો ઘાલ્યો. અંગ્રેજ સરદાર સર આથર કુટે તેમને હરાવ્યા, ને બુસીને કેદ પકડયો. એથી ફ્રેંચની આબરૂ ઓછી થઇ, ને ૧૭૬૧ માં ફ્રેંચનું પોડિંચરી પણ અંગ્રેજે જીતી લીધું. લાલીના વખતમાં ફ્રેંચ રાજ્યની પડતી થઇ, માટે તે સ્વદેશ ગયો, ત્યાં તેને ગરદન માર્યો. ડુપ્લે ને કલૈવ ચતુર, યુકિતવાન, કપટી ને દીર્ઘદ્રષ્ટિવાળા હતા, પણ કલૈવલડાઈના કામમાં ઘણો હોશિઆર હતો, જ્યારે ડુપ્લે એ કામમાં જોઇએ તેવો કાબેલ નહતો.

૧૫૦. **હિંદુસ્તાનમાં ડેન લોકઃ**—ડેન લોકે ઇસ્ટ ઇન્ડીયા કંપની ૧૬૧૨ માં અને બીજી ૧૬૭૦ માં ઊભી કીધી. એ લોકોએ ટ્રાંકવીબાર અને સેરામપૂરનાં સંસ્થાન ૧૬૧૬ માં સ્થાપ્યાં. એ બંને સંસ્થાન ૧૮૪૫ માં અંગ્રેજે ડેન લોકો પાસેથી વેચાતાં લીધાં. એ સિવાય ડેન લોકનાં હિંદમાં પોર્તોનોવો મલબાર કાંઠે ઇડાવાને હાલ્યેરી નામનાં થાણાં હતાં.

૧૫૧. સ્કાટ લોકોએ પણ હિંદ જોડે વેપાર કરવાને કંપની ઊભી કીધી હતી, પણ ૧૬૯૫ માં લય પામી. સ્વિડનના સ્ટાકહોમના રહીશ હેન્રી કેનિંગે હિંદ જોડે વેપાર કરવાને ઇ૦ સ૦ ૧૭૩૧ માં કંપની સ્થાપી હતી.

---

## પ્રકરણ ૧૩ મું.

૧૫૨. ઇ૦ સ૦ ૧૭૦૭ માં ઓરંગજેબના મુઆ પછી દક્ષિણ હિંદમાં નિઝામ ઊલમૂલ્કે હૈદ્રાબાદમાં ગાદી કીધી. અને સ્વતંત્ર હાકેમ તરીકે રાજ્ય કરવા

લાગ્યો. વળી કર્ણાટકનો નવાબ નિઝામને તાબે રહી અમલ કરતો હતો. તેમજ વળી તંજાવર, મૈસૂર, ત્રિચિનાપલી, અને ત્રાવણકોરમાં સ્વતંત્ર હિંદુ રાજ્ય હતાં. ઇ૦ સ૦ ૧૬૩૯મા ફ્રાંસિસડે નામના અંગ્રેજે મદ્રાસ વસાવી ત્યાં ફોર્ટસેન્ટ જયોર્જ નામનો કિલ્લો બાંધ્યો. અને ૧૬૭૪માં ફ્રેંચનું પોંડિચરી શહેર વસ્યું હતું. ઇ૦ સ૦ ૧૭૪૪માં ફ્રેંચ અને અંગ્રેજ વચ્ચે યૂરોપમાં લડાઇ થઇ, તેનો લાભ લઈ ફ્રેંચના મોરિસ બેટનો સૂબેદાર લાબોર્ડોનસ અંગ્રેજના મદ્રાસ ઉપર ચઢયો. મદ્રાસના અંગ્રેજો તેને તાબે થયા. પણ ઇ૦ સ૦ ૧૭૪૮માં એડમિરલ બોરકાલેનની સરદારી તળે એક અંગ્રેજી કાફલો આવ્યો, તેને મેજર લારેન્સે મદદ કરી, તેથી અંગ્રેજોએ પોંડિચરીને ઘેરો ઘાલ્યો, પણ પાછળથી ઊઠાવવો પડયો. એકસ—લાશાપેલના કરારથી અંગ્રેજને મદ્રાસ પાછું મળ્યું.

૧૫૩. અંગ્રેજનો સરદાર ક્લૈવ હતો. અને ફ્રેંચનો ગવરનર ડુપ્લે હતો. ક્લૈવે ઇ૦ સ૦ ૧૭૫૧ માં અર્કાટના નવાબ ઉપર ચઢાઈ કરી, ચંદા સાહેબને હરાવી તેનું આર્કાટ શહેર જીત્યું. ચંદા સાહેબની મદદે ફ્રેંચ હતા, અંગ્રેજને ફ્રેંચ વચ્ચે દક્ષિણમાં ઘણા ઝઘડા થયા, પણ ઇ૦ સ૦ ૧૭૬૦માં વાંદેવાશની લડાઇમાં અંગ્રેજ સરદાર સર આયરકુટે ફ્રેંચ સરદાર લાલીને હરાવ્યો, ને બુસીને કેદ પકડયો. ફ્રેંચનો જીંજીનો ગઢ પણ અંગ્રેજે જીત્યો, તેથી હિંદુમાં ફ્રેંચ રાજ્ય છેક પડી ભાંગ્યું.

૧૫૪. ઔરંગઝેબના મુઆ પછી બંગાળાનો સુબેદાર મુર્શિદ કુલીખાન હતો, તે બ્રાહ્મણ હતો, પણ

વટલીને મુસલમાન થયો હતો. એ વખતે ફ્રેંચ વલંદા ને અંગ્રેજની કોઠી બંગાળામાં હતી. અંગ્રેજ કલકત્તામાં ફ્રેંચ ચંદ્રનગરમાં અને વલંદા ચિન્સુરામાં. મુર્શિદકુલીખાનના મરણ પછી તેનો જમાઈ નવાબ થયો, પણ ઈ૦ સ૦ ૧૭૪૦ માં અલીવર્દખાને બંગાળા જીત્યો, અને અલીવર્દખાન ૧૭૫૬માં મુઓ. તેની જગાએ તેનો પૌત્ર સુજા ઊદ્દૌલા ગાદીએ બેઠો. એને અંગ્રેજ જોડે અણબનાવ થયો. એ નવાબનો એક સગો એના જુલમથી નાશી જઈ, કલકત્તામાં અંગ્રેજના રક્ષણમાં રહ્યો, તેથી નવાબ કલકત્તા ઉપર ચઢ્યો. કેટલાક અંગ્રેજ વહાણમાં બેશી નાશી ગયા, પણ કેટલાક નવાબની સામા થયા, પણ પાછળથી નવાબને તાબે થયા. તેઓને ફોર્ટ સેન્ટ વિલિયમની એક અંધારી કોટડીમાં કેદ કીધા. એ કોટડી ૧૮ સમચોરસ ફીટ હતી, બીજે દિવસે જોયું, તો ૧૪૬માંથી ૨૩ જીવતા જણાયા. આ સમાચાર સાંભળી મદ્રાસથી ક્લૈવ ને વાટસન નામના સરદાર કલકત્તે આવ્યા. ને નવાબ પાસેથી કલકત્તા પાછું લઇ લીધું. અને નુકશાની બદલ કેટલાક રૂપિઆ લીધા.

૧૫૫. ક્લૈવે ફ્રેંચનું ચંદ્રનગર કબજે કીધું. તેથી સુજાઊદ્દૌલા નવાબ નારાજી થયો. અને ફ્રેંચના પક્ષમાં ઉતાર્યો. સુજાઊદ્દૌલા નવાબ સારી રીતે રાજ ચલાવતો નહતો, તેથી તેના કારભારી અને રૈયત રાજી ન હતી. તેનો સેનાપતિ મીરજાફર, મુર્શિદાબાદનો નગરશેઠ અને ખજાનચી રાયદુલ્લભ એઓ જોડે ક્લૈવે મળી જઇ, એવી ગોઠવણ કરી કે, નવાબને ગાદીથી ઉડાડી મૂકવો, ને મિરજાફરને નવાબ

બનાવવો. આ છુપી ગોઠવણ અંગ્રેજનો દલાલ અમીચંદ જાણતો હતો, તેણે નવાબને એ વાત કહી દેવાને જણાવ્યું, તેથી કલૈવે કહ્યું કે તને ૩૦ લાખ રૂપિયા આપીશું. એમ કહી જુઠો લેખ લખી આપી કલૈવે દગાનું કામ કીધું. વાટસન નામનો પ્રમાણિક અધિકારી એમાં શામેલ થયો નહીં. પાછળથી કલૈવે અમીચંદને કંઈ આપ્યું નહીં, તેથી તે બિચારો ગાંડો થઇ ગયો. બધી તૈયારી થઈ રહી, ત્યારે કલૈવે નવાબને કહ્યું, કે તેં કંપનીને જે નુકસાન કીધું છે, તે ભરી લેવા અંગ્રેજી લશ્કર તારી સાથે લડવાને આવે છે. નવાબે પણ તૈયારી કરી, પ્લાસી ગામ આગળ ઇ૦ સ૦ ૧૭૫૭ ના જુન માસની ૨૩ મી તારીખે લડાઈ થઈ, તેમાં નવાબ હાર્યો, ને નાઠો.

૧૫૬. મિરજાફરને કલૈવે નવાબ બનાવ્યો, ને દિલ્હીના પાદશાહની મંજુરી પણ મેળવી આપી. તેના બદલામાં મિરજાફરે કલૈવ, બીજા અંગ્રેજો તથા સિપાઇઓને કુલ્લે એક કરોડ ને પાંત્રીશ લાખ રૂપિયા આપ્યા. અને કંપનીને વેપારમાં લાભકારી શરતો કરી આપી. એજ વખતે ચોવીસ પરગણા એ નામનો મુલક નવાબે કલૈવને આપ્યો. એ મુલકની પેદાશ કલૈવને ૧૭૭૪ સુધી મળી, પછી એ મુલક કંપનીને મળ્યો. ઇ૦ સ૦ ૧૭૫૮ માં કંપનીએ કલૈવને બંગાળાનો ગવરનર નીમ્યો. દિલ્હીના શાહજાદા શાહઆલમ પટણા ઉપર ચઢી આવ્યો, તેને કલૈવે હરાવી પાછો કાઢ્યો. કલૈવે લશ્કર આપી દક્ષિણમાં કર્નલ ફાર્ડને મોકલ્યો હતો, તેણે ફ્રેંચ પાસેથી મછલીપટણ જીતી લીધું. ત્યારપછી કલૈવે ચિ-

ન્યૂરાના વસંદાને હરાવી નરમ પાડ્યા. ઇ૦ સ૦ ૧૭૬૦ થી ૧૭૬૪ સુધી ક્લૈવ ઇંગ્લાંડમાં હતો, તે વખતમાં મીર જાફરને ઊઠાડી, તેની જગાએ તેના જમાઇ મીર કાસીમને નવાબ બનાવ્યો. એ વખતે મીર કાસીમે કેટલીક રોકડી રકમ આપી, તે ઉપરાંત બર્દવાન, મીદનાપૂર અને ચીતાગોંગ પરગણાં અંગ્રેજને આપ્યાં. આ મીર કાસીમે અંગ્રેજથી સ્વતંત્ર થવા ચાહ્યું, ને અંગ્રેજ જોડે લડ્યો. એણે પોતાની રાજધાની મુર્શીદાબાદમાંથી મોંગીરમાં કીધી, ને અંગ્રેજના જેવું લશ્કર તૈયાર કીધું. એ વખતે કંપનીના ગવર્નર વાનસિતાર્ત હતો. લડાઇનું કારણ એ હતું, કે કંપનીના નોકરો પણ પોતાના ખાનગી વેપારની ચીજનું દાણ નવાબના દાણ ખાતાના અધિકારીને આપતા ન હતા, તેથી નવાબે ફર્યાદ કરી, કે મારો મુલ્કી અધિકાર કોઈ માનતું નથી. એ ફર્યાદ અંગ્રેજે સાંભળી નહીં. તેથી નવાબનાં માણસે અંગ્રેજની એક હોડી ઉપર ગોળીનો મારો ચલાવ્યો, તેથી લડાઈ ઉપજન થઈ. મિર કાસિમે પટણામાં ૨૦૦ અંગ્રેજને મારી નાંખ્યા. તેથી અંગ્રેજે ચઢાઇ કરી, પ્રથમ ઘરિઆ આગળ ને પછીથી ઊધ્વાનાળા આગળ લડાઇ થઈ, તેમાં મિર કાસીમને મેજર આદમ્સે હરાવ્યો. મિર કાસમ નાઠો, ને અયોધ્યાના નવાબના રક્ષણમાં રહ્યો. મિર કાસમ, અયોધ્યાનો નવાબ વજીરઅલી અને દિલ્હીનો શાહઆલમ ત્રણે એકઠા થઈ, અંગ્રેજના પટણા ઉપર ચઢ્યા; તેઓને ૧૭૬૪ માં મેજર મનરોએ બકસાર આગળ હરાવ્યા. ઇ૦ સ૦ ૧૭૬૫ માં ક્લૈવ પાછો આવ્યો. અયોધ્યાના

નવાબ પાસેથી ૫૦) લાખ રૂપિયા લઈ, તેને તેના માંતો પાછા આપ્યા. અલાહબાદ અને કોરા શાહ આલમને પાછા આપ્યાં. અંગ્રેજ અધિકારીઓ દેશીઓ પાસેથી નજરાણાં લેતા તે તથા કંપનીના વેપાર જોડે પોતાનો ખાનગી વેપાર કરતા, તે ક્લૈવે બંધ કરાવ્યું, ને તેના બદલામાં તેઓનો પગાર વધારી આપ્યો. ઈ૦ સ૦ ૧૭૬૭ માં કલૈવ છેલ્લીવારનો ઇંગ્લાંડ ગયો, ને તેના પછી વારનહેસ્ટિંગ્સ ગવર્નર થયો.

૧૫૭. હેસ્ટિંગ્સ સાહેબ જ્યારે ગવર્નર થયો, ત્યારે તેની ઊમ્મર ૪૦ વર્ષની હતી. તેણે દીવાની તથા ફોજદારી કાયદા બાંધ્યા, અને તેને માટે કોરટો સ્થાપી. ઈ૦ સ૦ ૧૭૭૩ માં પાર્લામેંટે રેગ્યુલેટિંગ એકટ કીધો, તેમાં નીચેની બાબતો હતી. ( ૧ ) આખા હિંદનો ઉપરી કલકત્તાનો ગવર્નર કહેવાશે. અને તે ગવર્નર જનરલ કહેવાશે. ( ૨ ) ગવર્નર જનરલને ૪ સભાસદ આપવામાં આવશે, તેઓનો અભિપ્રાય લઇ તે રાજ ચલાવશે. મદ્રાસને મુંબઈના ગવર્નરે ગવર્નર જનરલના તાબામાં રહી અમલ કરવો. ( ૩ ) કલકત્તામાં એક અને બીજી બે મોટી અદાલતો સ્થાપવી. આ નિયમ પ્રમાણે પહેલો ગવર્નર જનરલ વારનહેસ્ટિંગ થયો. અને ચાર સભાસદો પણ ઇંગ્લાંડથી આવી પહોંચ્યા, એમાંથી સૌથી વડો ફ્રાંસિસ હતો, તેને હેસ્ટિંગ્સ જોડે બનતું નહીં, તેથી હેસ્ટિંગ્સનું ધારેલું કામ મરજી મુજબ થઇ શકતું નહીં. હેસ્ટિંગ્સ ગવર્નર થયો, તે વખતે કંપનીને માથે ઘણું દેવું હતું, તે મટાડવાને તેણે

ઘણાં પાપી કામ કીધાં. કોરા અને અલાહબાદ પ-
રગણાં દિલ્હીના પાદશાહ પાસેથી લઇ લીધાં, ને
૪૦ લાખ રૂપિયા લઇ અયોધ્યાના નવાબને આપ્યાં.
વળી અયોધ્યાના નવાબ પાસેથી કેટલાક બીજા રૂ-
પિયા લઈ રોહિલખંડ તેને જીતી આપ્યો. કાશીના
રાજા ચૈયતસિંગ પાસેથી કરાર કરતાં વધારે નાણાં
માગ્યાં, તે આપવાને તેણે ના પાડી, તેથી અંગ્રે-
જના દુશ્મન સાથે પત્રવ્યવહાર રાખ્યો, એવું તો-
હોમત મૂકી, તેને ગાદીથી ઉઠાડી તેના ભત્રિજા પા-
સેથી ભારે ખંડણી લઇ, તેને ગાદીએ બેસાડ્યો.
ચૈયતસિંગે બંડ કીધું, તે હેસ્ટિંગ્સે ઘણી બહાદૂરીથી
બેસાડ્યું. અયોધ્યાના નવાબની મા ઉપર તોહોમત
મૂક્યું કે, તેણે ચૈયતસિંગને મદદ કરી છે, તેથી
તેને દંડ કીધો. પણ તે આપવાને બેગમે ના પાડી,
તેથી હેસ્ટિંગ્સે બેગમ ઉપર જુલમ કીધો, ને આ-
સરે એક કરોડ રૂપિયા કઢાવ્યા. નંદકુમાર નામના
જમીદારે હેસ્ટિંગ્સ સાહેબ વિરૂદ્ધ કાઉંસીલરોને અ-
રજી કીધી કે, તે લાંચ લે છે. નંદકુમારે અગાઉ
જુઠો લેખ બનાવ્યો હશે, તેની તપાશ નવી કોરટમાં
થવા લાગી, તેમાં તે ગુનેગાર જણાયો, ને તેને ઇં-
ગ્લાંડના કાયદા પ્રમાણે હેસ્ટિંગ્સે ફાંસી દેવડાવી.
હેસ્ટિંગ્સ જ્યારે ઇંગ્લાંડ ગયો, ત્યારે તેના ઉપર
લાંચ લેવાનું તોહોમત ચૂકાયું. સાત વર્ષ સુધી ત-
પાસ ચાલી, તેમાં તે નિર્દોષ માલમ પડ્યો. એના
વખતમાં ૧૭૮૧ માં ૧ લો મરાઠી વિગ્રહ થયો. રઘુ-
નાથરાવને પૂનાની પેશ્વાઈ અપાવવી, ને તેના બદ-
લામાં તેણે અંગ્રેજને સાલસેટ ને વસાઇ આપવાં એ

વો કરાર સુરત મુકામે થયો. એ કરાર પારપાડવાને અંગ્રેજને સવાઇ માધવરાવ પેશ્વાના લશ્કર જોડે લડવું પડ્યું. અંગ્રેજ સરદાર જનરલ ગાર્ડર્ડે અમદાવાદ ને ડભોઇ લીધાં, ને કરનલ પોપહામે ગ્વાલિયર જીત્યું. એ મરેઠી પહેલા વિગ્રહની હકીક છે. પુરંધરને વારગામનાં તહનામાં આ વિગ્રહને લીધે થયાં છે. હેસ્ટિંગ્સને હેદર જોડે પણ લડાઈ થઇ હતી. હૈદરે કર્ણાટકમાં અંગ્રેજનો મુલક જીત્યો. તેથી પોલિલોરની લડાઈમાં કર્નલ બેલી તેની જોડે લડ્યો, પણ હાર્યો, તેથી હૈદર છેક મદ્રાસ સુધી લૂટ કરતો ચાલ્યો: પણ સર આયરકુટે તેને ૧૭૮૧ માં પોલિલોર, શોલિંગર અને પોર્તોનોવોની લડાઇમાં સજ્જડ હરાવ્યો. હૈદરનું મરણ ૧૭૮૨ માં થયું, તે વખતે તેનો છોકરો ટીપુ ગાદીએ બેઠો. ટીપુએ લડાઇ જારી રાખી, કર્નલ ફુલરટને ટીપુના કેટલાક ગઢ જીત્યા, પણ મદ્રાસ સરકારને હિંમત નહીં રહેવાથી મેંગલૂરમાં ટીપુ જોડે સલાહ કરી, એવી શરતે કે, બંને પક્ષે કેદી પકડ્યા હોય, તથા મુલક જીત્યા હોય, તે છોડી દેવા.

૧૫૮. હેસ્ટિંગ્સ પછી **લોર્ડ કાર્નવાલિસ** ગવર્નર જનરલ થયો, પણ તેને આવતા સુધી ૨૦ માસ લગી સરજાન મેકફર્સને કામ ચલાવ્યું. એણે આવી ફોજદારી અને દીવાની અદાલતો જૂદી પાડી. એના વખતમાં બે મોટા બનાવ બન્યા.

**( ૧ ) બંગાળાની જમાબંધી:**—બંગાળામાં ખેતીની ઉપજ ઉઘરાવનાર ઇજારદાર હતા, તેને તેણે કાયમ રાખ્યા. તેથી તેઓ વંશપરંપરાના જાગીરદાર

થયા. ખેડુતો પાસે દર વીંઘે કેટલું ગણોત લેવું, તેમાં સરકારે વચમાં પડવું નહીં, એવી એમાં શરતો છે.

( ૨ ) **મૈસુર જોડેની લડાઇઃ**—એ લડાઈ મૈસુર જોડેની બીજી લડાઇ કહેવાય છે. એ લડાઇમાં લોર્ડ કાર્નવાલિસ પોતે સેનાપતિ થયો હતો. નિઝામ અને મરેઠા અંગ્રેજના પક્ષમાં હતા. કાર્નવાલિસે શ્રીરંગપટ્ટણને ઘેર્યું, તેથી ટીપુએ ત્રણ કરોડ રૂપિયા અંગ્રેજને તથા પોતાનું અડધું રાજ અંગ્રેજ મરેઠાને નિઝામને આપી સલાહ કીધી. આ બીજી લડાઇ થવાનું કારણ એ હતું કે, ત્રાણવકોરના હિંદુ રાજા ઉપર ટીપુ વગર વાંકે ચઢયો હતો. એ રાજા અંગ્રેજનો મિત્ર હતો, તેથી અંગ્રેજે ટીપુપર સ્વારી કરી. એ લડાઈ ૧૭૯૦ થી ૧૭૯૨ સુધી ચાલી.

૧૫૯. **સર જાનશોરઃ**—એનું બીજું નામ લોર્ડ તેનમથ હતું. દેશી રાજાના કારભારમાં હાથ નહીંઘાલવો એવો એનો હેતુ હતો. ઈ૦ સ૦ ૧૭૯૫ માં કર્ણાટકનો ઘરડો નવાબ મહુમદઅલી મરી ગયો, તેને ઠામે તેના દીકરાને આ ગવર્નરે નવાબ બનાવ્યો. પણ પાછળથી ૧૮૦૧ માં આ નવાબને પેનશન બાંધી આપી તેનું રાજ્ય મદ્રાસ ઈલાકામાં જોડી દીધું.

અયોધ્યાનો નવાબ અસોફઊદ્દૌલા પોતાનું રાજ બરાબર કરતો નહતો, તે ૧૭૯૭ માં મરણ પામ્યો. તેની ગાદીએ વજીરઅલી નામનો તેનો અનઔરસ ( રાખેલી રાંડનો છોકરો ) છોકરો બેઠો, પણ તેને સર જાનશોરે કબુલ કીધો નહીં, ને મયત નવાબના ભાઈ સાદત અલીને નવાબ કબુલ કીધો. વજીરઅલીએ સર જાનશોરને મારી નાંખવા માડયો, પણ તે નાશી

જાઇ બચ્યો. વજીરઅલીને કાશીમાં નજર કેદ કીધો, ત્યાં તેણે બંડ કરી, ત્યાંના રેસિડન્ટ ચેરી સાહેબને મારી નાંખ્યો, તેથી વજીરઅલીને કેદ કીધો.

૧૬૦. સર જાનશોર પછી મારકવીસ ઓફ વેલ્લેસ્લી ગવર્નર થયા. એનું બીજું નામ લોર્ડ મોર્નિંગ્ટન હતું. એ હિંદમાં આવી પહોચે તેટલી મુદતમાં સર એલ્યુર્ડ કલાર્કે કામ ચલાવ્યું. આ ગવર્નર રાજકાજમાં ઘણો હોશિઆર હતો. ને વિશાળ બુદ્ધિનો હતો. અયોધ્યાના નવાબનું રક્ષણ કરવા અંગ્રેજી ફોજ આપી હતી, તેનું ખરચ નવાબથી બરાબર આપી શકાતું નહતું. માટે ખરચના બદલામાં દોઆબ પરગણું ને રોહિલખંડ અગ્રેજને મળ્યા. ઇ૦ સ૦ ૧૮૦૧માં લખનોરના કરારથી એ મુલકો અંગ્રેજોને મળ્યા. ઇ૦ સ૦ ૧૭૯૮માં હૈદ્રાબાદના નિઝામ જોડે કરાર થયો. તેમાં લોર્ડ મોર્નિંગ્ટને લખાવ્યું કે, નિઝામના રાજ્યમાં અગ્રેજ સિવાય બીજી યૂરોપી જાતને રહેવા દેવી નહીં. તેથી નિઝામના દરબારમાં ફ્રેંચ હતા, તેને રજા મળી.

ઇ૦ સ૦ ૧૭૯૯માં મૈસૂર જોડે ત્રીજી લડાઇ થઇ. એ લડાઇ થવાનું કારણ એ હતું, કે ટીપુ હિંદમાંથી અંગ્રેજને કાઢવાને પ્રયત્ન કરતો હતો. તેણે ફ્રેંચના રાજા નપોલિયન બોનાપાર્ટને મદદ કરવાને પત્ર લખ્યો હતો, તથા કાબુલના રાજા ઝેમાનશાહને પણ પોતાની મદદે બોલાવ્યો હતો. આ ખબર સાંભળી, ત્યારે લોર્ડ મોર્નિંગ્ટને ટીપુને કહેવરાવ્યું કે, તમે અંગ્રેજના મિત્ર થઇને રહો, પણ ટીપુએ માન્યું નહીં, તેથી ગવર્નર જનરલ જાતે ને તેના ભાઇ આર્થર વેલ્લેસ્લી મદ્રાસ

આવ્યા, ને લડાઈની તૈયારી કરી. નિઝામ અંગ્રેજની મદદમાં હતો. સેનાપતિ જનરલ હારિસ હતો. એરિક્ક-શ, સિડાસૂર અને પનીઆની આગળ હાર ખાઇ, ટીપુ શ્રીરંગપટણામાં ભરાયો. અંગ્રેજી લશ્કરે શ્રીરંગપટ્ટણ પર હલ્લો કીધો, તેમાં લડતાં ટીપુ ઇ૦ સ૦ ૧૭૯૯ ના મે માસની ૪ થી તારીખે મરણ પામ્યો. એનું રાજ્ય અસલના હિંદુ રાજાના નાના છોકરાને થોડુંક આપ્યું, ને બાકીનું અંગ્રેજ મરેઠા ને નિઝામે વહેચી લીધું. એજ અરસામાં કર્ણાટકના નવાબનું રાજ્ય ને તાન-જોરનું રાજ ખાલસા કરી મદ્રાસ ઇલાકામાં ઉમેર્યું. ટીપુના છોકરાઓને પેનશન બાંધી આપી, વેલોરમાં રાખ્યા, પણ પાછળથી કલકત્તામાં રાખ્યા. એમાંનો એક ૧૮૭૭ માં મરણ પામ્યો. તે સુલેહના અમલ-દાર એટલે જસ્ટીસ ઓફ ધી પીસ હતો.

**બીજો મરાઠી વિગ્રહ:**—૧૮૦૨ થી ૧૮૦૪ સુધી પહોંચ્યો, એ લડાઈ થવાનું કારણ એ કે બાજી-રાવ બીજાને હોલ્કરે હરાવી અંગ્રેજી મુલ્કમાં નસાડ્યો. તેથી તેણે અંગ્રેજની મદદ માગી. ને વસાઈનું તહનામું ૧૮૦૨ માં કરી આપ્યુ. એ તહનામાથી અંગ્રેજી લ-શ્કર પૂનામાં રહેવા લાગ્યું. તેથી મરેઠી રાજ્યની સ્વતંત્રતા ગઈ, એમ સમજી નાગપૂરના ભોંસલાને સિંધીયાએ તહનામું મંજુર કીધું નહીં, ને લડાઈ કરી. તેમાં અંગ્રેજ સરદાર લોર્ડ લેક અને આર્થર વેલસ્લી (ડ્યુક ઓફ વેલિંગ્ટન) હતા. વેલસ્લીએ અસાઇ ને આરગામમાં જીત મેળવી. એથી અહમદનગર, બુરા-નપૂર, આશીરગઢ, ભરૂચ પાવાગઢ, ને ચાંપાનેર અં-ગ્રેજને મળ્યાં. લાસવારીને અલીગઢની લડાઇમાં લોર્ડ

લેકે જીત મેળવી ને દીલ્હીને આગ્રા જીત્યાં. નાગપૂરના રઘુજી ભોંસલાએ ૧૮૦૩ માં દેવગામ આગળ થાકી અંગ્રેજ જોડે કરાર કીધા કે, (૧) ભોંસલાએ કટક, બાલાસોર ને તમામ ઓરિસાપ્રાંત અંગ્રેજને આપવો. (૨) નિઝામ ને પેશ્વા જોડે ભોંસલાને વાંધો પડે, તો તેની પંચાત અંગ્રેજે કરવી. (૩) અંગ્રેજ સિવાય બીજી યૂરોપી જાતને ભોંસલાના રાજમાં રાખવી નહીં. વળી ૧૮૦૩ માં સિંધીઆએ પણ હારીને અંગ્રેજ જોડે સીરજીઅંજેગામ આગળ કરાર કીધા, કે જમનાની ઊત્તરનો તમામ મૂલક અંગ્રેજને આપવો. હોલ્કર જોડે અંગ્રેજે લડાઈ કરી, પણ જનરલ મોનશન જોઇએ તેવી જીત મેળવી શક્યો નહીં. સને ૧૮૦૫ માં ભરતપોરના ઘેરામાં લોર્ડ લેક હાર્યો.



## પ્રકરણ ૧૪ મું.

૧૬૧. લોર્ડ મોર્નિંગ્ટનના વખતમાં ઘણી લડાઇઓ થવાથી કંપનીને ઘણું ખર્ચ થયું. તેથી **લોર્ડ કાર્નવાલિસ** કે જે હિંદના કારભારથી જાણીતો હતો, તેને **બીજીવાર** ગવર્નર ઠરાવી મોકલ્યો. તેને શીખામણ આપી હતી, કે દેશી રાજાઓ જોડે હળીમળીને ચાલવું. એ જ્યારે હિંદમાં આવ્યો, ત્યારે હોલ્કર પૂરેપૂરો જીતાયો નહતો, ને સિંધિયા ફરીથી લડવાની તૈયારી કરતો હતો. ચોમાસાની મોસમમાં વાવ્ય પ્રાંતમાં મુસાફરી કરતાં લોર્ડ કાર્નવાલિસ ઘાજીપૂરમાં મરણ પામ્યો.

૧૬૨. લોર્ડ કાર્નવાલિસ પછી **સર જાર્જ બાર્લો** ગવર્નર જનરલ નીમાયા. દેશી રાજ્ય જોડે કરેલા કરાર તોડી, એણે રજપૂત સંસ્થાનના દેશી રાજાઓને **તજી** દીધા. તેથી તેઓ હોલ્કર ને સિંધિયાને તાબે થયા. ઇ૦ સ૦ ૧૮૦૬ માં મદ્રાસની પાસે વેલોરમાં દેશી સિપાઇઓએ બંડ કીધું. તેને તરતજ બેસાડી દીધું.

૧૬૩. સર જ્યાર્જ બાર્લોના પછી **લોર્ડ મિન્ટો** ગવર્નર જનરલના હોદ્દાપર આવ્યા. એણે હિંદી મહાસાગરમાંનો મોરિસબેટ જીત્યો, અને જાવાબેટ પણ જીત્યો. એ બંને સ્વારીમાં એ જાતે ગયો હતો. દેશી રાજ્યના કારભારમાં હાથ ન ઘાલવો એવો એને કંપનીનો હુકમ હતો. પરદેશમાં વકીલો મોકલવાનો રીવાજ આ ગવર્નરના વખતમાં શરૂ થયો. અફ્ઘાનિસ્તાનના અમીરના દરબારમાં એલફિન્સ્ટન વકીલ થઈને ગયો. પંઝાબના રણજીતસિંહના દરબારમાં મેટકાફ ગયો, અને ઇરાનના શાહના દરબારમાં માલ્કમ વકીલ થઇને ગયો.

૧૬૪. લોર્ડ મિન્ટોના પછી માર્કવીસ ઓફ હેસ્ટિંગ્સ ગવરનર જનરલ થઇ આવ્યા. એનું બીજું નામ **અર્લ ઓફ મોઈરા** હતું. એના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા. (૧) નેપાલના ગુર્ખા જોડેની લડાઇ (૨) ત્રીજો મરેઠી વિગ્રહ, (૩) પિંઢારાનો નાશ. ગુર્ખા લોક રજપૂત છે, તેઓનું રાજ્ય નેપાલમાં ૧૭૬૭ થી શરૂ થયું. પૂર્વમાં સિકિમ તરફ પશ્ચિમે કયુમાઓન તરફ ને દક્ષિણે ગંગાના પ્રદેશમાં તેમણે રાજ્ય વધારવા માંડ્યું, તેથી અંગ્રેજ ગવર્નર સર

જ્યાર્જ બાર્લો અને લોર્ડ મિન્ટોએ તેમને એમ નહીં કરવા શિખામણ દીધી, પણ માન્યું નહીં; તેથી લોર્ડ હેસ્ટિંગ્સે તેમના ઊપર ૧૮૧૪ માં ચઢાઈ મોકલી. પણ નઠારી હવા તથા પહાડી મુલક હોવાથી અંગ્રેજો હાર્યા. બીજે વર્ષે જનરલ ઓક્ટરલોનીએ ચઢાઇ કરી ગુર્ખાને હરાવ્યા, ને સલાહ કરવાની ફરજ પાડી. ગુર્ખા લોકો હથિયારમાં કુકરી નામે છરા વાપરતા. ૧૮૧૫ માં સેગાઊલીમાં કરાર થયો, તેમાં સિકિમ ગુર્ખાએ છોડી દીધું. અને નૈનીતાલ, મસુરી ને સીમલા અંગ્રેજને મળ્યાં. આ ગવર્નરના વખતમાં પ્રથમ નિશાળખાતું નીકળ્યું, તથા ન્યુસપેપર પણ પહેલું એના વખતમાંજ નીકળ્યું.

## ૧૬૫. પિંડારાવિગ્રહ ૧૮૦૪થી ૧૮૧૭.

મરેઠા નાયકો, મુગલાઇ રાજ્યમાંના મુસલમાનો, પઠાણ, જાટ વગેરેનાં ટોળાં બંધાયાં, ને તેઓ આખા હિંદમાં લૂટ કરવા લાગ્યાં, એ લૂટારૂ ટોળીને પિંડારા કહેતા, મધ્ય હિંદમાં તેઓ ઘણો ઊપદ્રવ કરતા, એઓનું જાથુ રહેવાનું ઠેકાણું માળવામાં હતું. અમીરખાંન, ચિતુ, વસિલમહમદ ને કરીમ એ ચાર પિંડારાના નાયકો હતા. લોર્ડ હેસ્ટિંગ્સે એઓનો નાશ કરવાને એક લાખ ને ૨૦ હજાર માણસનું લશ્કર તૈયાર કીધું. હિંદમાં આવ્યા પછી અંગ્રેજોએ આવડી મોટી ફોજ કોઇવાર બનાવી ન હતી. એ ફોજના બે ભાગ કીધા, ને એકે ઉત્તરથી ને બીજાએ દક્ષિણથી હલ્લો કીધો. સિંધિયાને ધાકમાં રાખ્યો, તેથી તે પિંડારાને મદદ કરી શકયો નહીં. ટાંક સંસ્થાન અમીરખાંનને આપવાથી તેણે પોતાના

લશ્કરને રજા આપી. કરીમ અંગ્રેજને શરણે આવ્યો, અને ચિતુ જંગલમાં નાઠો ત્યાં તેને વાઘે મારી નાંખ્યો. વસિલમહમદ સિંધિયાને શરણે ગયો. બાકીના પિંડારાને અંગ્રેજી ફોજે વીખેરી નાંખ્યા.

૧૬૬. છેલ્લો અથવા ત્રીજો મરાઠી વિગ્રહ ૧૮૧૭–૧૮૧૮. વસાઇમાં ઈ૦ સ૦ ૧૮૦૨ માં જે તહનામું થયું હતું, તેથી બાજીરાવ પેશ્વા નારાજી થયો હતો, તે અંગ્રેજ સામે લડવાને ફરીથી લડાઇની તૈયારી કરતો હતો. એ ખબર પૂનાના રેસીડન્ટ એલફિન્સ્ટન સાહેબને થઈ. તેથી પૂના છોડી તે નજીકમાં ખડકી આગળ છાવણી કરી રહ્યો. બીજે દિવસે પેશ્વાના લશ્કરે છાવણી બાળી, ને અંગ્રેજી લશ્કર પર હલ્લો કીધો. અંગ્રેજે તે પાછો વાળ્યો. તેથી પેશ્વા રાજધાની છોડી નાઠો. નાગપૂરના ભોંસલાએ પણ સીતાબાલ્દીના ડુંગરાના અંગ્રેજી લશ્કર ઉપર હુમલો કીધો, તેને અંગ્રેજે પાછો વાળ્યો. અને ૧૮૧૭ ના ડીસેંબરમાં મહિદપૂરના યૂદ્ધમાં અંગ્રેજે હોલ્કરને હરાવ્યો. પેશ્વાનો મુલક મુંબઈ ઇલાકામાં જોડી દીધો. અને પિંડારાનો મુલક જીતી, તેનો હાલનો મધ્ય પ્રાંત બનાવ્યો. બાજીરાવ પેશ્વા શરણે આવ્યો, તેને કનોજની પાસે બીથુર ગામમાં ૮ લાખનું પેનશન બાંધી આપી રાખ્યો. એનો દત્તપુત્ર ધોંડુપંત અથવા નાના સાહેબ હતો, તેણે ૧૮૫૭ ના બલવામાં ઘણું નિર્દય કામ કીધું. બાજીરાવની ગાદીએ શિવાજીના એક વંશજને બેસાડયો ને સતારાનો રાજા ઠરાવ્યો. એક છોકરાને હોલ્કરનો વારસ બનાવ્યો. અને એકને ભોંસલાનો વારસ કબુલ રાખ્યો. એજ વર્ષમાં રજપૂ-

તાનાના દેશી રાજા પોતાની ખુશીથી અંગ્રેજના તાબેદાર બન્યા. મરાઠા ને પિંડારના જુલમથી કરોડો માણસને લોર્ડ હેસ્ટિંગ્સે છોડવ્યા. એ કામ કરવામાં સર જાન માલ્કમે હેસ્ટિગ્સ સાહેબને સારી મદદ કીધી.

૧૯૭. લોર્ડ હેસ્ટિંગ્સ પછી **લોર્ડ આમ્હર્સ્ટ** ગવર્નર જનરલ નીમાયા, પણ તેને આવતાં વાર લાગી, તેટલી મુદતમાં જાન આડમે એ કામ ચાલાવ્યું. લોર્ડ આમ્હરસ્ટના વખતમાં બે બનાવ બન્યા. (૧) બ્રહ્મી લડાઇ. (૨) ભરતપૂરનું જીતાવું.

૧૯૮. બ્રહ્મી લોક બૌદ્ધ ધર્મ માને છે. ઇ૦ સ૦ ૧૭૫૦ માં આલોમ્પા નામના રાજાએ નવું રાજ્ય સ્થાપ્યું. બ્રહ્મી લોક અંગ્રેજી રૈયત ઉપર ચઢી આવી, તેને હેરાન કરતા હતા. એવી વર્તણુક નહીં ચલાવવા અંગેજ સરકારે કહાવ્યું. પણ માન્યું નહીં. તેથી ૧૮૨૪ માં અગ્રેજે ચઢાઇ કરી. એક ફોજ આસામમાં, બીજી આરાકાનમાં અને ત્રીજી ફોજ ઇરાવતી નદીના મુખ ભાગી ગઇ. બે વરસ લડાઈ ચાલી. અંગ્રેજના ૨૦ હજાર માણસ મુઆં. અને ચૌદ કરોડ રૂપિઆ-નો ખરચ થયો. આખરે રંગુન પ્રોમને પગામ આ-ગળ હાર થવાથી આવાના રાજાએ **યાન્દાબુ** ગામમાં ૧૮૨૬માં કરાર કરી આપ્યો. એથી અંગ્રેજને આસામ, આરાકાન ને ટિનાસરિમ પ્રાંત મળ્યા.

૧૯૯. ઇ૦ સ૦ ૧૮૨૭ માં જાટ સંસ્થાનની ગાદી માટે વાંધો ઊઠયો તેથી અંગ્રેજ વચ્ચે પડયા. અને **લોર્ડ કામ્બરમિયરે** ૧૮૨૭ માં **ભરતપોરનો** ગઢ જીત્યો. એ ગઢનો કોટ માંટીનો હતો, તેમાં સુરંગ

ફાડીને ઊથલી મૂક્યો. તેથી ૧૮૦૫ માં એ ગઢ જીતવામાં લોર્ડ લેકે હાર ખાધી હતી, ને અપકીર્ત્તિ થઈ હતી, તે એથી ભૂંસાઇ ગઇ.

૧૭૦. લોર્ડ આમ્હર્સ્ટ પછી **લોર્ડ વિલિયમ બેન્ટિક** ગવર્નર જનરલ નીમાયા. ઈ૦ સ૦ ૧૮૦૬ માં જ્યારે વેલોરમાં બંડ થયું, ત્યારે એ મદ્રાસના ગવર્નર હતા. એના વખતમાં કંઈ મુલક જીતાયા નથી, પણ રાજ્યમાં સુધારા દાખલ થયા છે. કલકત્તામાં એમનું પુતળું ઉભું કીધું છે, તેના ઊપર લખ્યું છે કે, (૧) "સર્વ લોકના અભિપ્રાય જાહેર કરવાની તેણે છૂટ આપી, (૨) નામોશી ભરેલા ભેદ કાઢી નાંખી, તેણે બધાને એક સરખા ગણ્યા." તેને તાબે જે લોક હતા, તેઓની નીતિ તથા બુદ્ધિને વધારી અને સુધારી. બ્રહ્મી લડાઇથી ખરચ બહુ થયો હતો, તેથી વસુલાતખાતામાં નીચેના ત્રણ સુધારા કરી, તેણે રાજની પેદાશ વધારી. (૧) ચાલુ ખરચમાં વર્ષે દોઢ કરોડનો ઘટાડો કીધો. (૨) જે જમીનને ગેરવાજબી રીતે વેરાથી બચાવી હતી તેના ઊપર વેરો નાંખ્યો, (૩) માળવાના અફીણ ઊપર જકાત બેસાડી. આ ગવર્નરે દેશીઓને મોટા ઓહ્દાની જગા આપવા માંડી, તે કેટલાક યૂરોપીને ગમ્યું નહીં. આગળ અકબર પાદશાહે સતી થવાની મના કરી હતી, પણ તેની એ મહેનત કેટલેક દરજે વ્યર્થ ગઈ હતી. પણ બેન્ટિક સાહેબે ૧૮૨૯ ના ડીસંબરની ચોથી તારીખે ધારો પસાર કીધો કે, જે **સતી થવામાં** મદદ કરશે, તેને ખુનનું તોહોમત લાગુ પડશે. સતી થવું એટલે ધણી મરી ગયા

પછી તેના મુડદાની સાથે તેની બૈરીએ જીવતાં બળી મરવું તે. ઇ૦ સ૦ ૧૮૧૭ માં એકલા બંગાળામાંજ ૭૦૦ સ્ત્રીઓ સતી થઈ, બળી મુઈ હતી.

૧૭૧. કમાન સ્લિમનની મદદથી બેન્ટિક સાહેબે **ઠગ** અથવા **ફાંસિયા** લોકોનો નાશ કીધો. એ ફાંસીઆઓ રસ્તે જતા મુસાફરને ગળામાં ફાંસો નાંખી મારી નાંખતા, અને લૂટી લેતા. એ ફાંસીઆનો નાશ ૧૮૩૫ માં કીધો.

૧૭૨. ઇ૦ સ૦ ૧૮૩૩ માં ઈસ્ટઇન્ડીયા કંપનીને ૨૦ વર્ષનો બીજો **નવો પટો** ઈંગ્લાંડની પાર્લામેન્ટે કરી આપ્યો, તેમાં એવી શરત હતી કે, કંપનીએ વેપાર બીલકુલ બંધ કરવો, અને હિંદમાં યૂરોપી લોકને વસવા દેવા. વળી ગવર્નર જનરલની કાંઉસિલમાં ચોથો મેમ્બર કાયદા જાણનારો નીમવો જોઇએ, એવો ઠરાવ થયો. તેથી કાયદા જાણનાર મેમ્બરની જગાએ પહેલી નીમનોક **મેકોલે** સાહેબની થઈ.

૧૭૩. ઈ૦ સ૦ ૧૮૩૦ માં બેન્ટિક સાહેબે **મૈસુરના રાજ્યપર જપ્તી** બેસાડી, ને અંગ્રેજ અધિકારીના હાથમાં એ દેશનો રાજકારભાર સોંપ્યો. કારણ કે ત્યાંનો રાજા મનમાનતી રીતે રાજ્ય કરતો નહતો, એ જપ્તી સને ૧૮૮૧ સુધી રહી. એ વર્ષમાં ત્યાંના રાજાને તેનું રાજ્ય પાછું સોંપ્યું. ઇ૦ સ૦ ૧૮૩૪ માં **કુર્ગના** રાજા જોડે લડાઇ થઈ, તેમાં રાજા હાર્યો. ને તેને કાશીમાં

રહેવાની રજા મળી. કુર્ગની રૈયતે અંગ્રેજી રાજ્યમાં જોડાવાની ઇચ્છા જણાવી, તેથી બેન્ટિક સાહેબે એ- ટલો એકજ પ્રાંત અંગ્રેજી રાજમાં ખાલસા કીધો.

૧૭૪. લોર્ડ વિલિયમ બેન્ટિક પછી **લોર્ડ મેટકાફ** ગવર્નર જનરલ થયા. પ્રથમ એ કાંઊંસિલના મેમ્બર હતા. માજી ગવર્નરે છાપખાનાને છૂટ આપવાનો વિચાર કીધો હતો, તે એમણે અમલમાં આણ્યો. એટલે છાપાખાનાને પૂર્ણ છૂટ આપી. એ એમના વ- ખતમાં મુખ્ય કામ બન્યું.

૧૭૫. લોર્ડ મેટકાફ પછી **લોર્ડ આકલાંડ** ગ- વર્નર જનરલ થયા. એમના વખતમાં મુખ્ય બનાવ અફઘાનિસ્તાનની લડાઈ છે.

નાદિરશાહના મુઆ પછી અફઘાનિસ્તાનમાં **અહમદશાહ દુર્રાની** પાદશાહ થયો, તેણે પોતાનું રાજ્ય વધાર્યું. ૧૭૭૩ માં તે મુઓ, એ દુર્રાની વંશ પછી ૧૮૨૬ માં **બર્કજાઈ** વંશ ગાદીએ આવ્યો. અને એ વંશનો મુખ્ય માણસ અમીરનું પદ ધારણ કરી કાબુલમાં ગાદીએ બેઠો. એથી દુર્રાની વંશના બે શાહજાદાઓ અંગ્રેજના આશ્રય નીચે લુધિઆના- માં આવી રહ્યા. તેમાં એકનું નામ **શાહસુજા** હતું.

લોર્ડ આકલાંડે અલેકઝાંડર બર્ન્સને એલચી બ- નાવી અફઘાનિસ્તાનના દોસ્તમહમદ અમીરના દર- બારમાં મોકલ્યો. દોસ્તમહમદે કહ્યું કે શીખ લોકો પાસેથી પેશાવર અપાવો તો તમે જે કહો, તે શરતો કબુલ કરૂં. પણ લોર્ડ આકલાંડથી તે બની શક્યું નહીં. તેથી અફઘાનિસ્તાનની ગાદીથી દોસ્તમહમદને ઊ-

કાઢી પોતાનું કહેલું કરે, એવો અમીર હોય, તો ઠીક એમ લોર્ડ ઓકલાંડને જણાવ્યું, તેથી એ કામને માટે તેણે શાહસુજાને યોગ્ય ધાર્યો. માટે શાહસુજાને લઇ એક લશ્કર સિંધમાં થઇ, બોલન ઘાટને રસ્તે અફઘાનિસ્તાનમાં પેઠું. કંદહાર ને ગીજની શહેર શરણે આવ્યાં. દોસ્તમહમદ જીવલઈ હિંદુકુશ ઓળંગી નાઠો. ઇ૦ સ૦ ૧૮૩૯ના આગષ્ટમાં કાબુલના બાલાહિસાર નામના રાજ્ય મહેલમાં શાહસુજાને ગાદીએ બેસાડી અમીર માન્યો. પાછળથી દોસ્ત મહમદ શરણે આવ્યો. તેને કલકત્તામાં રાજકેદી તરીકે રાખ્યો. શાહસુજા અમીર અફઘાનિસ્તાનના લોકોને પસંદ નહુતો, તેથી એ લોકોએ ૧૮૪૧ ના નવેંબરમાં બંડ કરી પોલિટિકલ એજંટ સર અલેકઝાંડર બર્ન્સને કાપી નાંખ્યો. અને દોસ્ત મહમદના છોકરા અકબરખાને સર વિલ્યમ મેકનોટન સાહેબને મારી નાંખ્યો. અફઘાનોના ભરોસા પર રહી અંગ્રેજી લશ્કર હિંદુસ્તાનમાં આવવા નીકળ્યું. તેમાં ૪ હજાર સિપાઇ ને બીજા બાર હજાર માણસ હતાં. ટાઢથી ને અફઘાનોના હુમલાથી તે બધાં મરણ પામ્યાં. લશ્કરનો ઉપરી એલફિન્સ્ટન હતો, તે ઘરડો હતો. તેથી તેનામાથી જાગૃતિ જતી રહી હતી. એ બધા ૧૬ હજાર માણસમાંથી માત્ર ડાકટર **બ્રાઇડોન** જલાલાબાદ સુધી જીવતો આવી પહોંચ્યો.

૧૭૬. લોર્ડ ઓકલાંડ પછી લોર્ડ **એલેનબરો** ગવર્નર જનરલ નીમાયા. એમના વખતમાં મુખ્ય ત્રણ બનાવ બન્યા. (૧) અફઘાનિસ્તાન જોડેનું વેર. (૨) સિંધનું જીતાવું. (૩) સિંધિયાના રા-

જમાં બળવાનું શાન્તિકરણ. એમણે આવી અફઘાનિસ્તાન ઉપરનું વેર વાળવાની ફોજ તાકીદ તૈયાર કીધી. જલાલાબાદમાં જનરલ સેલ બહાદૂરીથી ટકી રહ્યો હતો. તેને જનરલ પોલોક પંઝાબને રસ્તેથી જઇ મળ્યો. કંદહારમાં જનરલ નોટ હતો, તે કાબુલ પર આવ્યો. ત્યાં તેને જનરલ પો ાક લશ્કર સાથે આવી મળ્યો. કાબુલનો મોટો બજાર દારૂથી ઊડાડી મૂક્યો. જે અંગ્રેજો કેદમાં હતા, તેમને છોડવ્યા. સોમનાથનું વેર વાળવાને મહમદ ગીઝનવીના રોજાનાં બારણાં લાવવાને હુકમ કીધો હતો, માટે તે આણ્યાં, ને પંઝાબમાં ફેરવ્યાં, એ કમાડ સોમનાથનાં નહતાં, પણ હાલનાં બનાવેલાં હતાં.

૧૭૭. ઈ૦ સ૦ ૧૮૪૩ માં સિંધના અમીર કહેવાતા હાકેમોને સર ચાર્લ્સ નેપિયરે હરાવી, સિંધ પ્રાંત જીતી લીધો. મીઆની ગામ આગળ લડાઇ થઈ તેમાં અમીરોના ૧૨ હજાર લશ્કરને અંગ્રેજના ૩ હજાર લશ્કરે હરાવ્યું.

૧૭૮. ઈ૦ સ૦ ૧૮૪૩ માં ગ્વાલિયરની ગાદી માટે વાંધો ઉઠ્યો. સિંધિયાના લશ્કરે બંડ કીધું, તેથી મહારાજપૂર ને પનિઆર આગળ બે લડાઇ અંગ્રેજોએ બલવાખોર જોડે કરી, તેમને હરાવ્યા. મહારાજપૂરની લડાઇમાં લોર્ડ એલેનબરો જાતે ગયો હતો.

૧૭૯. લોર્ડ એલેનબરો પછી **લોર્ડ હાર્ડિંગ** ગવર્નર જનરલ થઈ આવ્યા, લીગ્નિની લડાઈમાં એનો એક હાથ કપાયો હતો. એના વખતમાં માત્ર શીખ લોકો જોડેની લડાઈ એજ બનાવ બન્યો છે.

૧૮૦. **શીખ લોકો** પોતાની ઊત્પત્તિ નાનકશાહુથી ગણે છે. **નાનક**નો જન્મ ૧૪૬૯ માં થયો, તેણે ધર્મ ચલાવ્યો. એ ધર્મ માનનારા શીખ લોકો કહેવાયા. એ ધર્મના સિદ્ધાંત એવા હતા કે એક પરમેશ્વરને માનવો, જ્ઞાતિભેદ પાળવો નહીં, અને શુદ્ધ આચરણ પાળવાં. નાનક જાતે હિંદુ હતો. શીખ લોકનો છેલ્લો ગુરૂ ગોવિંદ થયો, એ ૧૭૦૮ માં થયો. મોગલ રાજ્ય નબળું પડતું ગયું, તેમ શીખ રાજ્ય વધતું ગયું. ઔરંગજેબ પછીના મોગલ પાદશાહે શીખ લોકને ઘણા હેરાન કીધા. શીખ લોકો લડવામાં ઘણા બહાદુર છે. શીખ રાજ્યના સ્થાપનાર **રણજીતસિંહ**નો જન્મ ૧૭૮૦ માં થયો. શીખ એટલે મુક્તિ પામેલા, રણજીતસિંહે પોતાના લશ્કરમાં યૂરોપી નાયકો રાખ્યા. રણજીતસિંહે લાહોરમાં રાજધાની કરી, દક્ષિણમાં મુલતાન, પશ્ચિમે પેશાવર ને ઊત્તરમાં કાશ્મિર સુધી મુલક જીતી લીધો. ઈ૦ સ૦ ૧૮૦૯ માં મેટકાફ જોડે જે કરાર કીધા હતા, તે એણે જીવતા સુધી એટલે ૧૮૩૯ સુધી બરાબર રીતે પાળ્યા હતા. તેના મરણ પછી રાજ્ય સાચવી શકે એવો હોશિયાર છોકરો તેને ન હતો, તેથી રાજ્યમાં ફુટ પેઠી, ને રાજસત્તા લશ્કરના હાથમાં ગઈ. આવી ટેબલ ને કોર્ટ એ અમલદારોને લશ્કરમાંથી રજા આપી, તેથી શીખ લશ્કર નબળું પડ્યું.

૧૮૧. ઈ૦ સ૦ ૧૮૪૫ માં સતલજ નદી ઓળંગી શીખ સેના અંગ્રેજી મુલકપર ચઢી. સેનાપતિ સરહ્યુગાફને ગવર્નર જનરલ તરતજ સરહદપર આવી

પહોંચ્યા. મુડકી ફિરોજ શહેર, અલીવાલ, બદ્દિવાલ ને સોબ્રાઓન આગળ લડાઇ થઇ, તેમાં અંગ્રેજને ઘણું નુકસાન થયું. બદ્દિવાલની લડાઇમાં સર હેરી-સ્મિથને ગુલાબસિંહે હંફાવ્યો, પણ સોબ્રાઓનની લડાઇમાં શીખને પાછા હઠાવ્યા, અને લાહોર શહેર અંગ્રેજને શરણે આપ્યું. શીખને અંગ્રેજ વચ્ચે લાહોર મૂકામે કરાર થયો કે, (૧) જલંધર દોઆબ એટલે સતલજ ને રાવીની વચ્ચેનો મુલક અંગ્રેજને આપવો તથા લડાઇનો ખરચ આપવો. (૨) લાહોરની ગાદીએ ચંદાકુવરના છોકરા દુલિપસિંગને અંગ્રેજે કબુલ રાખ્યો. (૩) લાહોરમાં અંગ્રેજી લશ્કર રાખવું. (૪) ફોજના ખરચના પૈસા શીખને આપવા ન મળ્યા, તેથી કાશ્મિર ને હજારા પ્રાંત અંગ્રેજને આપ્યા, પણ ૧ કરોડ રૂપિયા લઇ કાશ્મિર પ્રાંત ગુલાબસિંહને અંગ્રેજે વેચ્યો. ગુલાબસિંહ જમ્મુનો રાજા હતો અને જાતે શીખ હતો. મેજર હેન્રી લારેન્સને લાહોરનો રેસિડન્ટ ઠરાવી અંગ્રેજી લશ્કર સહિત લાહોરમાં રાખ્યો. આ જીતથી સર હેન્રી હાર્ડીંગને તથા સરહ્યુગાફને ઊમરાવ પદવી મળી, ને લશ્કરને ૧ વર્ષનું ભથ્થું ઇનામ મળ્યું. મુદકીની લડાઈમાં સર રોબર્ટ સેલ કે જેણે જલાલાબાદમાં બહાદુરી જણાવી હતી, તે મરણ પામ્યો. આ લડાઇને પહેલો શીખ વિગ્રહ કહે છે.

૧૮૨. લોર્ડ હાર્ડીંગ પછી લોર્ડ **ડેલ્હાઉસી** ગવર્નર જનરલના પદપર નીમાયા. હિંદના તમામ ગવર્નરોમાં એ સર્વથી મહાનપુરૂષ હતો. એના વખતમાં ત્રણ મોટા બનાવ બન્યા છે. (૧) બીજો શીખ

વિગ્રહ, (૨) બ્રહ્મી બીજી લડાઈ, (૩) અયોધ્યા, નાગપૂર વગેરે દેશી રાજ્યોનું ખાલસા થવું.

૧૮૩. લોર્ડ ડેલહૌસી રાજકાજમાં હોશિયાર, મોટા મનનો ને કોમળ અંતઃકરણનો હતો. દેશની દોલત વધારવી તથા માણસના મનની શક્તિને કેળવી ઊંચે દરજ્જે ચઢાવવી, એ એના મુખ્ય હેતુ હતા. વળી એણે દરેક ખાતામાં સુધારા કીધા. પબ્લિક-વર્ક્સ ખાતું એટલે રેલવે ને સડકો વગેરે બાંધનારૂં ખાતું એના વખતમાં પ્રથમ ઊત્પન્ન થયું. ગંગા નદીની મોટી નહેર એને હાથે ખુલ્લી મુકાઇ, રેલવેની શરૂઆત પણ એના વખતમાંજ થઇ. ઇંગ્લાંડ જનારી આગબોટો રાતા સમુદ્ર માર્ગે જાય, એ કામમાં એણે મદદ કરી. ટપાલ ખાતામાં કેટલાક સુધારા કર્યા. એના વખતમાં તારખાતું નવું દાખલ થયું.

૧૮૪. મુલતાનમાં બે અંગ્રેજ અમલદારને દગો કરી શીખ લોકે માર્યા. અને અંગ્રેજી મુલક ઉપર શીખ સેના ચઢી. અગ્રેજી લશ્કરનો ઉપરી લેફ્ટેનન્ટ એડવર્સ હતો. મિલિયનવાળાની લડાઇમાં અંગ્રેજનાં ૨૪૦૦ માણસ મરણ પામ્યાં. એ લડાઈ ૧૩ મી જાનેવારી ૧૮૪૯માં થઇ. ઈંગ્લાંડથી બીજું સૈન્ય મંગાવી સર ચાર્લ્સ નેપિયરને સેનાપતિ બનાવી ફરીથી શીખ જોડે લડાઈ કરવા ધાર્યું, પણ ઇંગ્લાંડનું લશ્કર આવી પહોંચે તે પહેલાં ગુજરાત ગામ આગળ સર હ્યુ ગાફે શીખ લોકને હરાવ્યા, ને શીખ સેનાનો નાશ કીધો. અફઘાન લોકો દોસ્ત મહમદની સરદારી નીચે શીખ લોકને મદદ કરવાને એ લડાઇમાં આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૪૯ના માર્ચની ૨૯ મી તારીખે લોર્ડ ડેલહૌસીએ

પંઝાબને ખાલસા કીધું. મહારાજા ધુલિપસિંહને પાંચ લાખ એંશી હજારનું પેનશન બાંધી આપ્યું. ને તેને ઇંગ્લાંડમાં રાખ્યો. પંઝાબ ખાલશા કીધા પછી ત્યાંના લોક પાસેથી હથિયાર લઇ લીધાં, ને જમાબંધી કીધી. અને આગળના કરતાં ગણોત ઓછું કીધું દીવાની અને ફોજદારી કાયદા કીધા. કર્નલ રોબર્ટ નેપિયર જે પાછળથી મગદલાનો લોર્ડ કહેવાયો, તેણે પંઝાબમાં નેહેરો, સડકો વિગેરે બનાવી પંઝાબને આબાદ કીધું.

૧૮૫. રંગુનના યૂરોપી વેપારી ઉપર બ્રહ્મી રાજાએ જુલમ કીધો, અને તેમ નહીં કરવા એક અંગ્રેજી વહાણના કપ્તાન જોડે કહાવ્યું, તેનું અપમાન કીધું, તેથી બ્રહ્મી બીજી લડાઈ થઈ. રંગુનથી પ્રોમ સુધીનો મુલક અંગ્રેજી લશ્કરે જીતી લીધો. આવાના રાજાએ સલાહ કરવાની ના પાડી, તેથી ૧૮૫૨ના ડીસંબરની ૨૦મી તારીખે એ મુલક ખાલસા કીધો. અંગ્રેજના અમલ નીચે આવ્યા પછી બ્રહ્મદેશની આબાદી, વસ્તી ને વેપાર એ બંને બાબતમાં ઘણી વધી છે. અકયાબ નામનું નાનું ગામડું એ આબાદીનું બેશ ઉદાહરણ છે.

૧૮૬. ઇ૦ સ૦ ૧૮૪૯માં **સતારાનો** રાજા પૂત્ર વિના મરણ પામ્યો, માટે તેનું રાજ લોર્ડ ડેલહૌસીએ ખાલસા કીધું. એજ વખતમાં **કિરોલીનું** રાજ્ય ખાલસા કીધું નહીં, કારણ કે એ રાજા અંગ્રેજનો અસલથી મિત્ર હતો, ને કોઇવાર સામો થયો નહતો. અને સતારાનું રાજ્ય તો પેશ્વાના જીતેલા મુલકમાંથી લોર્ડ હેસ્ટિંગ્સે મહેરબાની ખાતર રહેવા

કીધું હતુ. પેશ્વા અંગ્રેજ જોડે લડ્યા હતા, તેથી એ રાજ ખાલસા કીધું. ઇ૦ સ૦ ૧૮૫૩ માં **ઝાંસી**-નો રાજા અપૂત્ર મરણ પામ્યો, તેથી તેનું રાજ્ય પણ ડેલહૌસી સાહેબે ખાલસા કીધું. વળી એજ વર્ષમાં **નાગપૂર**નો ભોંસલા રાજા અપૂત્ર ને પાછળ દત્તપૂત્ર મૂકયા વિના મરણ પામવાથી તેનું રાજ્ય પણ અંગ્રેજી રાજ્યમાં જોડાયું. એ મુલક હાલના મધ્ય પ્રાંતમાં આવી જાય છે માટે હાલનો મધ્ય પ્રાંત ત્રણ જૂદા જૂદા મુલક મળવાથી થયો છે. (૧) ભોંસલાનો ખાલસા કરેલો મૂલક. (૨) પિંડારાનો નાશ કરી જીતેલો મૂલક. (૩) નિઝામના રક્ષણાર્થે રાખેલી ફોજના ખરચ બદલ નિઝામે વરાડ પ્રાંત આપ્યો તે. એ વરાડ પ્રાંત પણ ડેલહૌસી સાહેબના વખતમાંજ બ્રિટિશ રાજ્યમાં જોડાયો. **કર્ણાટક**નો નવાબ ને **તાનજોર**નો રાજા બિન વારસ મરણ પામ્યા, તેથી તેઓનું પેનશન બંધ કીધું. **બાજીરાવ પેશ્વા** પણ ૧૮૫૩ માં મરણ પામ્યો, તેથી તેનું મોટું પેનશન પણ લોર્ડ ડેલહૌસીને હાથેજ બંધ થયું.

૧૮૭. **અયોધ્યાના** નવાબ સુજાઉદ્દોલાએ **૧૭૬૫** માં પોતાનો મુલક ખોયો હતો, તે લોર્ડ કલૈવે મહેરબાની કરી પાછો આપ્યો હતો. એ નવાબ અને તેના વંશજો અંગ્રેજ તરફ વફાદારીથી રહેતા, પણ પ્રજા ઉપર ઘણો જુલમ કરતા. એ નવાબનું રક્ષણ કરવાને અંગ્રેજી લશ્કર અયોધ્યામાં રહેતું હતું.. ઈ૦-સ૦ ૧૮૧૯ થી એ નવાબે શાહનો ઇલકાબ ધારણ કીધો હતો. તેઓ પોતાનું રાજ્ય સારી રીતે

ચલાવી શકતા નહતા, તેથી સારી રીતે રાજ્ય ચલાવવા ઘણી વખત સમજુત આપી હતી. અને લોર્ડ બેન્ટિક અને લોર્ડ હાર્ડીંગે તો છેક એટલે સુધી કહ્યું હતું કે, તમે સારી રીતે રાજ્ય ચલાવશો નહીં તો, તમારૂં રાજ્ય અંગ્રેજી રાજ્યમાં ખાલસા કરીશું. લોર્ડ ડેલહૌસીને જણાયું કે, નવાબના જુલમથી લાખો આદમી પીડાય છે, તેથી એ આદમીઓને દુ:ખમાંથી છોડવવા એ ધર્મનું કામ છે, માટે તેણે કંપનીના ડિરેકટરોને લખી પરવાનગી મંગાવી કે, એ રાજ્ય ખાલસા કરવું જોઇએ. તે મળી, ને ૧૮૫૬ના ફેબ્રુઆરીની ૧૩ મી તારીખે એ રાજ્ય ખાલસા કીધું. એ વખતે લખનૌમાં રેસીડન્ટ મેજર આટ્રામ હતો, નવાબ વાજીદઅલી ગવર્નર જનરલના એ હુકમને તાબે થયો, પણ ગવર્નર જનરલના એ કૃત્ય ઊપર તેણે ઇંગ્લાંડમાં અપીલ કીધી, પણ કંઈ વળ્યું નહીં. નવાબ વાજીદઅલીને ૧૨ લાખનું પેનશન બાંધી આપ્યું. તે કલકત્તાના ગાર્ડનરીચ નામના પરામાં રહે છે. ઈ૦ સ૦ ૧૮૫૬ ના માર્ચમાં લોર્ડ ડેલહૌસી હોદ્દો છોડી ઇંગ્લાંડ ગયો, ને ૧૮૬૦ માં મરણ પામ્યો.

૧૮૮. લોર્ડ ડેલહૌસી પછી **અર્લ ઓફ કેનિંગ** ગવર્નર જનરલના હોદ્દાપર આવ્યા. એના વખતમાં ૧૮૫૭ માં મોટો બલવો થયો.

---

## પ્રકરણ ૧૫ મું.

૧૮૯. **બલવો ઉઠવાનાં પાંચ મુખ્ય કારણો છેઃ**—(૧) એક પછી એક રાજ્યને ખાલસા કરી, અંગ્રેજી રાજ્યમાં જોડી દેવું, (૨) પશ્ચિમ તરફના સુધારા હિંદમાં દાખલ કીધા, જેવા કે રેલવે, તાર, વરાળયંત્ર એથી વ્હેમી લોકોએ જાણ્યું, કે અંગ્રેજ હિંદી પ્રજાનો સંપ તોડે છે. (૩) પદભ્રષ્ટ થએલા અને ગાદી ખોઈ બેહેલા રાજારાણી અને તેના દત્ત પુત્રો અંગ્રેજ ઉપર ગુસ્સે હતા, તેથી તેઓએ દગાખોર લોકોને ઉત્તેજન આપ્યું, (૪) બંદુકમાં મૂકવાની કારતુસમાં ડુક્કરની ચરબી છે, એવી ગપ બંગાળી સિપાઇઓએ ખરી માની, તેઓની ખાત્રી કીધી કે, ચરબી ચોપડી નથી, પણ તેઓએ માન્યું નહીં. તેઓ એમ માનવા લાગ્યા કે, હિંદુ અને મુસલમાન એ બંનોને વટાળી સરકાર ખ્રિસ્તિ કરવા માંગે છે. સિપાઇઓ તેના ઉપરીનો હુકમ માનતા નહીં, ને કવાયદ માત્ર નામનીજ હતી, (૫) લશ્કરમાં અનુભવી ને બુદ્ધિમાન અમલદારો ન હતા, એ પણ બલવો મોટા રૂપમાં આવ્યો, તેનું કારણ હતું. લશ્કરી અમલદારોને ખાલસા કરેલા મુલકમાં અમલદાર નીમી મોકલ્યા હતા, તેથી લશ્કરમાં ઝાઝા હોશિયાર અમલદાર ન હતા.

૧૯૦. **બલવાની ઉત્પત્તિઃ**—ઈ૦ સ૦ ૧૮૫૭ ના મે માસની ૧૦ મી તારીખે પાછલે પહોરે મિરતના સિપાઇઓએ બલવો કર્યો. તેઓએ જે અંગ્રેજ હાથમાં આવ્યો, તેને કાપી નાંખ્યો. અને

ત્યાંથી દિલ્હી જઈ, ત્યાંના લશ્કરને ઊશ્કેર્યું. અને પદભ્રષ્ટ પાદશાહને પોતાનો પાદશાહ માન્યો. મિરતમાં અંગ્રેજી લશ્કર પણ સારૂં હતું. તારની મારફતે બલવો ઉઠયાની ખબર દિલ્લી મોકલવા સિવાય મીતરના અંગ્રેજો બીજું કંઈ કરી શકયા નહીં. બીજે દિવસે દિલ્હીના મુસલમાનોએ બલવો કીધો, ત્યારે અંગ્રેજોએ માત્ર દારૂખાનું ઊરાડી મૂકયું.

૧૯૧. **બલવાનો ફેલાવો**:—જુન માસમાં બલવો વધ્યો, ને તે અયોધ્યા, વાવ્યપ્રાંત ને બંગાળા તરફ પણ ફેલાયો. બલવાખોરોએ દરેક ઠેકાણે ત્રિજોરી લુટીને યુરોપી કાં સ્ત્રી, પુરૂષ કે છોકરૂં દરેકને મારી નાંખ્યાં. પંજાબમાં સર જાન લારેન્સની હોશિયારીથી બલવો થવા પામ્યો નહીં. કારણ કે સિપાઇઓનાં હથિયાર લઈ લીધાં હતાં. એ કામમાં લારેન્સ સાહેબને એડવર્સ અને નિકલસને સારી મદદ કરી હતી. મદ્રાસ ને મુંબઇની ફોજે બલવો કીધો નહીં, પણ મધ્યપ્રાંતનુ લશ્કર બલવામાં સામેલ થયું. સર સાલારજંગ નામના દિવાનની હોશિયારીથી નીઝામનું લશ્કર બંડ કરી શકયું નહીં. બલવાનાં મુખ્ય ઠેકાણાં કાનપૂર, લખનૌ ને દિલ્હી હતાં.

૧૯૨. **કાનપુર**:—કાનપૂરની પાસે બિથુર ગામમાં છેલ્લા પેશ્વા બાજીરાવનો દત્તપુત્ર ધોંડુપંથ કે નાનાસાહેબ હતો, તે પણ બલવામાં ભળી ગયો. તારીખ ૬ ઠી મેએ તે બલવાખોરનો નાયક બન્યો, અને પેશ્વા બની પોતાના નામની આણ ફરવી. કાનપૂરના અંગ્રેજ બૈરાં છોકરાં સાથે છાવણીમાં ઘેરાઈ

ગયાં, તેમણે ૧૯ દિવસ સુધી ઘેરો સહન કીધો. કાનપૂરથી અલાહબાદ સુધી સહીસલામત પહોંચાડવાનું વચન આપ્યું, તેથી તારીખ ૨૭ મી જુને અંગ્રેજો બલવાખોરોને શરણે આવ્યા. ૪૫૦ માણસની ભરેલી હોડીઓ ઉપર નાનાસાહેબે ગોળીનો મારો ચલાવ્યો, ને બીજાં બૈરાં છોકરાંને પણ નાનાએ કાપી નાંખ્યાં. એક મછવો ને ચાર માણસો તરીને એક રાજાના રક્ષણમાં રહ્યાં. કે જે રાજા અંગ્રેજનો મિત્ર હતો.

૧૯૩. **લખનૌ**:—અયોધ્યાનો કામેશનર સર હેન્રી લારેન્સ બલવા વિષે અગાઉથી ચેત્યો હતો. તેણે છાવણીને કિલ્લાકોટ કરી લીધા, અને ખોરાકી ભરી રાખી. તમામ અંગ્રેજોને લઇ તે બીજી જુલાઇએ છાવણીમાં જઈ રહ્યો. લારેન્સ સાહેબને બે દિવશ પછી એક ગોળી લાગી હતી. તારીખ ૨૫ મી સપ્ટેમ્બરે હેવલોક ને ઔટ્રામે તેમને ઘેરામાંથી છોડવ્યા. પણ એ છુટકો કરનાર ફોજનેજ બલવાખોરે ઘેરી લીધી, તેથી એ બધા અંગ્રેજોને તારીખ ૧૬ મી નવેંબરે સર કોલિન કેમ્પબેલે છોડવ્યા.

૧૯૪. **દિલ્હી**:—૮ મી જુને બલવાખોરોએ દિલ્હીને ઘેરો ઘાલ્યો. પંઝાબથી નિકલસન ફોજ લઇને આવ્યો, ને સાત દિવસ લડી, દિલ્હી પાછી લીધી, એ લડાઇમાં નિકલસન મરણ પામ્યો. હોડસન નામના અંગ્રેજ નાયકે ઘરડા પાદશાહને તથા તેના બે શાહજાદાને પકડ્યા. પાદશાહને રંગુન મોકલી દીધો, ને શાહજાદાને ગોળીથી હોડસને મારી નાંખ્યા.

**અયોધ્યા**:—અયોધ્યામાં નાના સાહેબ, અયોધ્યાની બેગમ અને બરેલીના નવાબ બલવાખોરનાં ઊપરી હતાં, તેની જોડે અયોધ્યા ને રોહીલખંડના લોકો પણ ભળી ગયા. એ બધાને સર કોલિન કેમ્પબેલે હરાવ્યા. એ કામમાં અંગ્રેજને સર જંગ બહાદુરે પોતાના ગુર્ખા લશ્કરની સારી મદદ આપી હતી.

૧૯૫. **મધ્યહિંદ**:—સરહ્યુરોઝે એ ભાગમાં બલવો બેસાડી દીધો. એ ભાગમાં બલવાખોરનાં ઊપરી ઝાંસીની રાણી ને તાતીઆ ટોપી હતાં. તાતીઆને દગો કરી પકડયો, અને ૧૮૫૯ ના એપ્રિલમાં મારી નાંખ્યો. ઈ૦ સ૦ ૧૮૫૮ ના જુનમાં ઝાંસીની રાણી લડતાં મરણ પામી.

૧૯૬. આ બલવાનું પરિણામ એ થયું કે, ઇ૦ સ૦ ૧૬૦૦ માં ઇસ્ટઈન્ડીઆ કંપનીને વેપાર કરવાને સનંદ આપી હતી, જે સનંદમાં વખતે વખત કેટલાક ફેરફાર થયા હતા, અને છેલ્લી સનંદ ૧૮૫૩ માં થઈ હતી. એ સનંદ રદ કરી, ઇંગ્લાંડની સરકારે હિંદનો રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો.

૧૯૭. ઈ૦ સ૦ ૧૮૫૮ ના નવેમ્બરની ૧ લી તારીખે પાર્લેમેન્ટમાં ઠરાવ થયો કે, ઇસ્ટઈન્ડીયા કંપની પાસેથી રાજ્યકારભાર લઈ લેવો, ને પંદર મેમ્બરની એક સભા ઠરાવી, પોતાના એક સેક્રેટરીની મારફતે મહારાણી વિકટોરિયાએ હિંદનું રાજ્ય ચલાવવું. ગવર્નર જનરલને વાઈસરાય એટલે મહારાણીના પ્રતિનિધિ કહેવો. કંપનીના તમામ નોકરને સરકારના નોકર ગણવા, ને વહાણનું લશ્કર

કાઢી નાંખવું. એ વખતે અમલદારો ને સિપાઇઓ થઇ, ૨૪ હજાર માણસ હતાં.

---

## પ્રકરણ ૧૬ મું.

૧૯૮. **મહારાણીનો ઢંઢેરો**:—ઇ૦ સ૦ ૧૮૫૮ ના નવેંબરની ૧ લી તારીખે ગવર્નર જનરલ લાર્ડ કાનિંગે અલાહબાદમાં દરબાર ભરી, મહારાણીએ હિંદનો રાજકારભાર પોતાના હાથમાં લીધો, તે બાબતનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. એ ઢંઢેરામાં નીચેની કલમો હતી. એ ઢંઢેરો જેમ ઇંગ્લાંડના લોકને મેગનાચાર્ટા છે, તેમ હિંદની પ્રજાનો એ મેગના ચાર્ટા છે. (૧) લાર્ડ કેનિંગને અમારા વતી હિંદનો કારભાર ચલાવનાર પ્રતિનિધિ નીમ્યા છે. અમારા સેક્રેટરી મારફતે જે જે હુકમો કરીએ, તે રૈયતે પાળવા. વળી રૈયતે અમારા ઉપર ને અમારા વારસો ઉપર આસ્થા રાખવી. (૨) ઇસ્ટઇન્ડીઆ કંપનીના તમામ નોકરોને પોતાની નોકરીપર કાયમ રાખ્યા છે. અમારા પ્રતિનિધિ મારફતે જે જે હુકમો કરીએ તે તેમણે પાળવા. (૩) હિંદના દેશી રાજાઓ જોડે કંપનીએ જે જે શરતો કરી છે, તે હમે બરાબર પાળીશું, ને દેશી રાજાના માન મોટાઇ અમારા જેવાંજ છે, એમ માનીશું. તેમ દેશી રાજાએ પણ પોતાની શરતો પાળવી. (૪) અમારા કબજામાં હાલ જેટલો મુલક છે, તેથી વધારે મેળવવાની અમારી ઇચ્છા નથી. હમારા રાજ્ય ને હક

ઊપર કોઇને હાથ નાંખવા દઈશું નહીં. (૫) અમારા બીજા દેશની રૈયતો તરફ અમારા જે જે ધર્મો છે, તેવાજ હિંદની પ્રજા તરફ પણ અમારા ધર્મ છે, એમ માનીએ છીએ. (૬) હિંદની પ્રજાને તેમની મરજીમાં આવે, તે ધર્મ પાળવા દઈશું, ને ધર્મ સંબંધી બાબતમાં સરકાર બીલકુલ હાથ ઘાલશે નહીં. (૭) જાતિ કે ધર્મનો કંઈપણ તફાવત ન ગણતાં હિંદમાં વસતી તમામ પ્રજાને એક સરખી ગણીશું. (૮) હિંદુસ્તાનના વારસા બાબત તથા ભૂમિ સંબંધી હકો વિષે કોઇને પણ ગેરવાજબી રીતે નારાજી કરીશું નહીં. (૯) બલવામાં જેઓએ ખુન કીધાં છે, તેને ખુનની શિક્ષા થશે, જેઓએ જાણીબુજીને હુલ્લડ કીધું હશે, અથવા તે કામમાં મદદ કીધી હશે, તેઓને ગુનાના પ્રમાણમાં ઓછી વત્તી શિક્ષા થશે. અને બીજાના ભમાવવાથી જેઓએ બલવો કીધો હશે, એવાઓ ૧૮૫૯ ના જાનેવારીની ૧ લી તારીખ અવલ શરણે આવે, અથવા પોતાને ઘેર જઈ ધંધે લાગે, તેને માફી આપવામાં આવશે.

૧૯૯. ઈ૦ સ૦ ૧૮૫૮ ના જુલાઇની ૮ મી તારીખે આખા દેશમાં શાંતિનાં જાહેરનામાં કીધાં, અને ૧૮૬૦ માં લોર્ડ કેનિંગ હિંદમાં ફરવા નીકળ્યો, તે વખતે રાજા રાણાઓને ધત્તપુત્ર લેવાનો હક છે, એમ જાહેર કીધું. બળવો બેસાડી દેતાં સરકારને ૪૦ કરોડ રૂપિઆનું ખરચ થયું. મી૦ વિલસન નામના પ્રખ્યાત અર્થશાસ્ત્રી પાસે વસુલાત ખાતામાં સુધારા કરાવ્યા. તેણે ઇનકમ ટેક્ષ ને લાઇસન્સ ટેક્ષ નાંખ્યા

ને નોટોનું ચલણ જારી કીધું. લોર્ડ કેનિંગ ઇંગ્લાંડ ગયો, ને તરતજ મરણ પામ્યો, એ ઘણો દયાળુ હતો.

૨૦૦. લોર્ડ કેનિંગ પછી **લોર્ડ એલ્ગિન** ગવર્નર જનરલ થયા. ઈ૦ સ૦ ૧૮૬૩ના નવેંબરમાં હિમાલય પર્વતમાં ધર્મશાળાને મુકામે એ મરણ પામ્યા, તેને ત્યાંજ દાટ્યા છે એના વખતમાં વાહાબી લોકે અફઘાનિસ્તાન તરફની સરહદ પર હુલ્લડ કીધું, તેને તરતજ બેસાડી દીધું.

૨૦૧. લોર્ડ એલજીન પછી **સર જાન લારેન્સ** ગવર્નર જનરલ નીમાયા. એના વખતાં ભૂતાન જોડે લડાઈ થઈ, કારણ કે દ્વાર્સ પરગણા બદલ ભૂતાનના રાજાને અંગ્રેજ સરકાર સાલીયાણું આપતી હતી, તે તેને ઓછું પડ્યું, તેથી તેણે અંગ્રેજી પ્રજાને પીડા કરવા માંડી, તેથી વકીલ મોકલી, તેને શીખામણ દીધી, પણ ન માન્યું, તેથી લડાઈ થઈ, તેમાં અંગ્રેજે દ્વાર્સ પરગણું ખાલસા કીધું. ૧૮૬૬માં ઓઢિઆમાં ને ૧૮૬૮માં બુંદેલખંડમાં ભારે દુકાળ પડ્યો. સરકારે સારી મદદ કરી, પણ ઘણાં માણસ મરણ પામ્યાં. આ ગવર્નરે અયોધ્યાના ખેડુતોના હકની તપાસ કીધી, ને તેમના હક કાયમ રાખ્યા. અફઘાનિસ્તાનના અમીર તરીકે શેરઅલીને કબુલ રાખ્યો. લશ્કરી સિપાઇઓને સુખી કરવાને એણે સારા ઉપાયો કીધા. અમેરિકાના યુનાઇટેડ સ્ટેટમાં લડાઇ થવાથી ત્યાંનું રૂ ઇંગ્લંડ જઈ શક્યું નહીં, તેથી હિંદના રૂનો બહુ ભાવ આવ્યો, તેથી પુષ્કળ રૂપિઆ દેશમાં આવ્યા, ને શેર સટા ચાલ્યા. દ્વારકાના વાઘેર લોકોએ ખંડેરાવ ગાયકવાડના જુલમથી કંટાળી બંડ કીધું, તે અંગ્રેજે સમા-

વ્યું. ૧૮૬૯માં સર જાન લારેન્સ હોદ્દો છોડી ઇંગ્લાંડ ગયો, ત્યાં તેને ઊમરાવપદવી મળી. ૧૮૭૯ માં તે મરણ પામ્યો, તેને વેસ્ટ મિન્સ્ટર આબીમાં દાટ્યો છે.

૨૦૨. લોર્ડ લારેન્સ પછી **લોર્ડ મેયો** ગવર્નર જનરલના હોદ્દા ઉપર આવ્યા. એણે હિંદુસ્તાનની દોલત વધારવા પર લક્ષ આપ્યું. ઇ૦ સ૦ ૧૮૬૯માં સીમલામાં દરબાર ભરી, શેરઅલીને અફઘાનિસ્તાનનો અમીર કબુલ કીધો. ઇ૦ સ૦ ૧૮૭૦માં મહારાણીના કુંવર ડ્યુક ઓફ એડિનબરો હિંદમાં આવ્યા, તેને દેશી રાજા અને પ્રજાએ બહુ માન આપ્યું. એ ગવર્નરના વખતમાં ખેતીવાડીનું નવું ખાતું નીકળ્યું, ને દેશમાં દાણ ચોકી લેવાતી હતી, તે એણે બંધ કીધી. અને ઘણા ખાતામાં એણે સુધારો કીધો. એના વખતમાં રેલવે નહેર ને સડકનો ઘણો વધારો થયો. પબ્લિકવર્કસ એટલે ઇજનેરી ખાતું એના વખતમાં પૂરજોસમાં આવ્યું. એન્ડામાન બેટમાં દેશનિકાલ થએલા કેદીઓની સ્થિતિ જોવા ૧૮૭૨ માં વાઈસરાય ગયા, ત્યાં એક દુષ્ટ કેદીએ એમનો વિના કારણ ઘાત કીધો. એથી સજ્જનો ઘણા નાખુશ થયા.

૨૦૩. લોર્ડ મેયો પછી **લોર્ડ નાર્થબ્રૂક** ગવર્નર જનરલ થઇ આવ્યા. એના વખતમાં નીચલા બંગાળામાં ૧૮૭૪માં દુકાળ પડ્યો, તે અટકાવવાને તેણે ઘણી મહેનત કરી. ૧૮૭૫માં વડોદરાના ગાયકવાડ મલ્હારરાવ ઉપર ત્યાંના રેસિડંટ ફેર સાહેબને ઝેર દેવાનું તોહોમત આવ્યું. તેની તપાસ ખાસ કમિશન

નીમી કરાવી, તેમાં વધુ મતે તે નિર્દોષ જણાયો, તોપણ, તેને ગાદીથી ઉઠાડી, મદ્રાસમાં કેદ કીધો, તેની ગાદી તેના વંશના એક છોકરાને આપી, જે હાલ શિયાજીરાવ મહારાજ કહેવાય છે, ઈ૦ સ૦ ૧૮૭૬ માં મહારાણીના વડા પુત્ર પ્રિન્સ ઓફ વેલ્લ હિંદમાં આવ્યા, તેને રાજા રાણા ને રૈયતે બહુ માન આપ્યું. ૧૮૭૬ માં લોર્ડ નાર્થબ્રુક હોદ્દો છોડી સ્વદેશ સીધાવ્યા.

૨૦૪. લોર્ડ નાર્થબ્રુક પછી **લોર્ડ લિટન** વાઇસરાયના હોદ્દા પર આવ્યા. ઇ૦ સ૦ ૧૮૭૭ ના જાનેવારીની પહેલી તારીખે દિલ્હીમાં મોટો દરબાર ભરી, મહારાણીએ કૈસરે હિંદ એ પદ ધારણ કીધાનું જાહેર કીધું. ૧૮૭૬ ના ચોમાસામાં જોઇએ તેટલો વર્ષાદ ન થયો, માટે દક્ષિણ હિંદને મુંબઈ ઇલાકાના કેટલાક ભાગમાં દુકાળ પડયો. સરકારે ઘણી મદદ કરી, પરદેશથી પુષ્કળ અનાજ આવ્યું, તોપણ ભૂખમરાથી લાખો આદમી મરણ પામ્યાં. એ દુકાળમાં સરકારને ૧૧ કરોડનો ખરચ થયો. એ દુકાળમાં ભૂખથી તથા ભૂખથી થતા રોગથી સાડીબાવન લાખ માણસ મરણ પામ્યાં. એના વખતમાં લાઇસંસ ટેક્ષ નીકળ્યો. અને વિલાતી કાપડપરની જગાત કાઢી નાંખી, તથા વર્તમાન પત્ર ને ચોપાનીયાની સ્વતંત્રતા સરકારની મરજીમાં આવે ત્યારે રદ કરવાનો ઠરાવ થયો.

૨૦૫. અફઘાનિસ્તાનનો અમીર રૂશિઆના ઝાર સાથે સારી મિત્રાચારી રાખતો, તથા તેને છુપી મદદ આપતો જણાયો, ને તેણે અંગ્રેજી વકીલને પોતાના દેશમાં પેસવા દીધો નહીં, પણ રૂશિઆના વકીલને સારૂં માન આપ્યું, તેથી લડાઇ ઊત્પન્ન થઇ, બ્રિટિશ સેના

ખૈબર, બોલનને કુરમ ઘાટને રસ્તેથી અફ્ઘાન મૂલકમાં પેઠી, શેરઅલી રાજધાની છોડી નાઠો, ને મરણ પામ્યો. તેના છોકરા યાકુબખાન જોડે **ગંદામક** મૂકામે અંગ્રેજે તહનામું કીધું. તેની રૂઇએ અંગ્રેજને થોડો મૂલક મળ્યો, અને અંગ્રેજના રેસિડન્ટને કાબુલમાં રહેવાની પરવાનગી મળી. થોડા માસ પછી રેસિડન્ટ સર લુઇ કાવાન્પારીને તેના રસાલા સહિત મારી નાંખ્યો. તેથી બીજી લડાઇ થઈ, યાકુબખાંને ગાદી ઉપરથી હાથ ઊઠાવ્યો, ને તેને હિંદમાં આણ્યો. કાબુલ ને કંદહારનો કબજો અંગ્રેજોએ કીધો. અફ્ઘાન લોકો પોતાના દેશમાંથી પરદેશીને કાઢવા ઉઠ્યા, અને કાબુલની અંગ્રેજી ફોજને ઘેરી લીધી. પણ અફ્ઘાનોને સર ફ્રેડરિક રોબર્ટસે હરાવ્યા.

૨૦૬. લોર્ડ લિટન પછી **લોર્ડ રિપન** વાઇસરાયના હોદ્દા પર પધાર્યા. ઈ૦ સ૦ ૧૮૮૦ના એપ્રીલમાં તે અહીં આવ્યા, તેજ વખતે યાકુબખાનની ફોજે કંદહાર આગળ અંગ્રેજી ફોજને હરાવી. જનરલ સર ફ્રેડરિક રોબર્ટસે તે અફ્ઘાનોને હરાવ્યા. ને અબદુલ રેહેમામ નામના એક શાહજાદાને કાબુલનો અમીર માની, અંગ્રેજી ફોજ હિંદમાં આવી, ત્યાર પછી અયુબખાને ફરીથી કંદહાર લઈ લીધું. ને તે અબદુલ રેહેમાન જોડે ૧૮૮૧ ના આગષ્ટમાં લડ્યો. પણ હાર્યો, ને અફ્ઘાનિસ્તાનનો અમીર અબદુલ રહેમાન કાયમ થયો, જે હજી સુધી છે. આ વાઈસરાયના સમયમાં રેલવેનો ઘણો વધારો થયો, જેથી દેશનો વેપાર

આબાદીમાં આવ્યો. પરદેશથી આવતા માલ પરની જગાત નીકળી ગઇ, ને હિંદના લોકોને રાજ્ય વહીવટમાં થોડા થોડા દાખલ કરવા માટે તેણે સ્થાનિક સ્વરાજ્ય સ્થાપ્યું. એના વખતમાં કેળવણીનો વધારો કરવાના હેતુથી એક કમીશન નીમાયું હતું. વર્તમાન પત્રો પર કેટલોક જાપ્તો હતો, તેપણ આ ગવર્નરનાં વખતમાં કાઢી નાંખ્યો, તથા ખેતીવાડીના ખાતામાં ઘણો સુધારો કીધો. અંગ્રેજી લશ્કરે મિસર દેશનો કબજો કીધો, તેમાં હિંદી લશ્કર પણ હતું, એ લશ્કરે ઘણી બહાદૂરી બતાવી. વળી દુકાળની આફતમાંથી દેશને બચાવવાને આ ભલા સૂબાએ કેટલાક ઉપાય કીધા. આ ભલા સુબા ઉપર હિંદવાસીઓ બહુ હેત રાખે છે, ઠેકાણે ઠેકાણે રિપન રીડીંગ રૂમ, રિપન હોસ્પિટાલ, રિપન હોલ વિગેરે જાહેર બાંધકામ નજર આવે છે. દરેક જાહેર મકાનમાં તેમજ ખાનગીમાં રિપન સાહેબની છબી ઘણું કરી હોય ને હોયજ. કેટલાકે તો રિપન સંવત્સર મજાત શરૂ કરી દીધો છે. જ્યારે ઇ૦ સ૦ ૧૮૮૪માં આ પ્રતાપી મહાન પુરૂષ સ્વદેશ સીધાવ્યા, ત્યારે તેને પુષ્કળ માન મળ્યું, ને લોકોના હૃદયમાંથી આનંદ છલકાઇ જતો દીઠામાં આવતો હતો.

પ્રતાપી રિપન પછી **અર્લ ઓફ ડફરિન** વાઇસરાયના પદપર નીમાયા, ઇ૦ સ૦ ૧૮૮૫માં રાવલપીંડીમાં દરબાર ભરી, અબદુલ્લ રહેમાનને (અફઘાનિસ્તાનના અમીરને) બ્રિટિશ રાજ્યનો મિત્ર

માન્યો. રૂશિયા જોડે લડાઇ થશે, એમ જણાયાથી દેશી રાજાઓએ પોતાના લશ્કરને રોકડાં નાણાની મદદ આપવાનુ કહી, અંગ્રેજી રાજ્ય તરફ પોતાની વફાદારી બતાવી. ઊપલા બ્રહ્મદેશનો **થીબો** નામનો રાજા અંગ્રેજી પ્રજાને પીડતો, તેને એમ ન કરવા ઘણી શિખામણ દીધી, પણ વ્યર્થ ગઈ, તેથી આખરે ડફ્રિન સાહેબે જનરલ **પ્રેન્ડરગાસ્ટને** કેટલુંક લશ્કર આપી, મોકલ્યો, તેણે થીબાને એકપણ મોટી લડાઇ કીધા વિના પકડી આણ્યો, કારણ થીબો લડવાને અશક્ત હતો. એ થીબો હાલ અહમદનગરમાં રાજકેદી તરીકે રહે છે. ઇ૦ સ૦ ૧૮૮૬ ના જાનેવારીની ૧ લી તારીખે ઊપલા બ્રહ્મદેશને ડફ્રિન સાહેબે ખાલસા કીધો. દેશને થાળે પાડવામાં ઘણી મહેનત પડી છે, પણ હવે જલદીથી શાંતિ થશે, એમ દેખાય છે. આ વાઈસરાયના વખતમાં દેશનો બચાવ કરવાને ઘણાં બાંધકામ થયાં, ને લશ્કરનું કૌવત તપાસવાને પાણીપતના મેદાનમાં સને ૧૮૮૬ માં એક મોટી કવાયત કરાવી. ગ્વાલિયરનો કિલ્લો તેના વાસ્તવિક માલિક જે સિંધિયા તેને ડફ્રિન સાહેબના વખતમાં પાછો આપવામાં આવ્યો. ચાલુ વર્ષમાંજ એટલે સને ૧૮૮૯ માં ડફ્રિન સાહેબ હોદ્દો છોડી ગયા છે.



## ૨૦૭. ઇસ્ટઇન્ડીયા કંપનીના હાથ નીચે થએલા ગવર્નરો.

૧ લોર્ડ કલાઇવ ..... ..... .....૧૭૫૮
૨ હેરીવેરેલ્સ્ત..................૧૭૬૭
૩ જોનકાર્ટીયર..... ..........૧૭૬૯
૪ વારનહેસ્ટિંગ્સ...... ........૧૭૭૨
૫ સરજાન મેકફર્સન કામચલાઉ.૧૭૮૫
૬ લોર્ડ કાર્નવાલિસ...... ......૧૭૮૬
૭ સરજાનશોર........ ..........૧૭૯૩
૮ સરએલ્યુર્ડ કલાર્ક કામચલાઉ. ૧૭૯૮
૯ લોર્ડ મોર્નીંગ્ટન... ..... .....૧૭૯૮
૧૦ લોર્ડ કાર્નવાલિસ બીજી વાર. ૧૮૦૫
૧૧ સરજયોર્જ બાર્લો .....     .....૧૮૦૫
૧૨ લોર્ડ મિન્ટો.........  .........૧૮૦૬
૧૩ લોર્ડ હેસ્ટીંગ્સ કે મોઇરાનો અર્લ.૧૮૧૫
૧૪ જોનઆડમ કામચલાઉ... ...૧૮૨૩
૧૫ લોર્ડ આમ્હર્સ્ટ........ .......૧૮૨૩
૧૬ લોર્ડ વિલિયમ બેન્ટિક... ...૧૮૨૮
૧૭ લોર્ડ મેટકાફ ..... ..... .....૧૮૩૫
૧૮ લોર્ડ ઓકલાંડ......  .........૧૮૩૬
૧૯ લોર્ડ એલેનબરો... ... ... ...૧૮૪૨
૨૦ લોર્ડ હાર્ડીંગ .................૧૮૪૪
૨૧ લોર્ડ ડલહૌસી..... ... ......૧૮૪૮
૨૨ લોર્ડ કેનિંગ.................૧૮૫૬

## બ્રિટિષ રાજ્યના વહીવટ તળે હિંદ આવ્યા પછીના વાઇસરાય.

| | | |
|---|---|---|
| | લોર્ડ કેનિંગ | ૧૮૫૮ |
| ૨૩ | લોર્ડ એલજીન | ૧૮૬૨ |
| ૨૪ | સરજાન લારેન્સ | ૧૮૬૪ |
| ૨૫ | લોર્ડ મેઓ | ૧૮૬૯ |
| ૨૬ | લોર્ડ નાર્થબ્રુક | ૧૮૭૨ |
| ૨૭ | લોર્ડ લિટન | ૧૮૭૬ |
| ૨૮ | લોર્ડ રિપન | ૧૮૮૦ |
| ૨૯ | લોર્ડ ડફરિન | ૧૮૮૪ |

## હિંદુસ્તાનની રાજ્યપદ્ધતિ.

### પ્રકરણ ૧૭ મું.

૨૦૮. ઈ૦ સ૦ ૧૮૫૮ માં હિંદનું રાજ્ય કંપનીના તાબામાંથી ઇંગ્લાંડની ગાદી તળે ગયું, તેથી હિંદુસ્તાનના રાજ્યને લગતું કામકાજ કરવાને મહારાણીના હાથ નીચે એક સેક્રેટરી રાખ્યો, તેને હિંદુસ્તાન ખાતાનો સ્ટેટ સેક્રેટરી કહે છે. મહારાણીના બીજા પ્રધાનો જ્યારે નીમાય ને બદલાય, ત્યારે એ પણ નીમાય ને બદલાય છે. સ્ટેટ સેક્રેટરીને કામ કરવામાં મદદ કરવાને ૧૫ મેમ્બરોની એક સભા હોય છે, તેમનો અભિપ્રાય લઇ સેક્રેટરી કામ કરે છે, પણ ઘણાં ઉતાવળનાં કામ સેક્રેટરી પોતે એકલો પણ કરે છે. એ મેમ્બરો વધારેમાં વધારે ૧૦ વર્ષ સુધી એ

સભામાં રહી શકે છે. એ સભામાં હરકોઇ કામ વધુ મતે થાય છે.

૨૦૯. ગવર્નર જનરલ અથવા વાઇસરાયની નીમનોક મહારાણી કરે છે, ને તે હિંદુસ્તાનમાં રહે છે, ને સ્ટેટ સેક્રેટરીની ઇચ્છા મુજબ અમલ કરે છે, ને તેનો અમલ આખા હિંદ ઉપર છે. વાઈસરાયની જોડે પણ કામ કરવામાં મદદ કરવાને એક સભા હોય છે. હરકંઈ નવો કાયદો વાઇસરાય ને તે સભા મળીને ઘડે છે. વાઈસરાયના હોદ્દાની મુદત પાંચ વર્ષની છે. કેટલીક બાબતમાં વાઇસિરાય સભાથી સ્વતંત્ર રીતે પણ વર્તી શકે છે. તેને રહેવાનું મુખ્ય સ્થાન કલકત્તા છે, પણ ઊનાળાના તાપમાં તે હિમાલયમાં આવેલા સીમલા શહેરમાં રહેવા જાય છે.

૨૧૦. **કાંઉસિલ** ( સભા ):—ઉપર કહ્યું કે વાઇસિરાયને મદદ કરનારી સભા હોય છે તે બે જાતની છે. (૧) કાયદા અમલમાં લાવનારી એટલે રાજ્ય ચલાવનારી. એને સાધારણ સભા કહે છે. (૨) કાયદા બાંધનારી સભા. સાધારણ સભામાં વાઇસિરાય અને છ મેમ્બર હોય છે, એ સભા અઠવાડીઆમાં એક વાર મળે છે. પરરાજ્યો જોડે કેવી રીતે ચાલવું, અને દેશના કારભાર કેવી રીતે ચાલે છે, તે એ સભા બારીકીથી જુએ છે, અને કાયદા બાંધનારી સભા માટે નવાં કામો તૈયાર કરી આપે છે. એ સભાના મેમ્બરો પોતપોતાના કામના વિભાગ કરી લે છે. એટલે કોઇ મેમ્બર વસુલાતખાતાનું કામ કરે છે, તો કોઇ ઇજનેરી ખાતાંનું, તો કોઈ પરરાજ્ય જોડે કામકાજ કરવાનું, તો કોઇ લડાઈખાતાનું કામ ચ-

લાવે છે. વાઇસરાયને ભાગે પરદેશી રાજ્યનું ખાતું તથા કાયદા પ્રમાણે રાજ્ય ચલાવવાનું એટલે રાજાનું કામ તથા તેના પ્રધાનનું કામ હોય છે, તેથી પરરાજ્યને લગતાં તથા ખંડીઆ રાજ્યને લગતાં કામો વાઇસરાય પંડે કાઉંસિલમાં મૂકે છે.

૨૧૧. **કાયદા બાંધનારી સભા**:—એ સભામાં કાયદા અમલમાં લાવનારી સભામાંના છ મેમ્બર હોય છે, ને તે ઉપરાંત બીજા વધારેમાં વધારે ૧૨ મેમ્બર હોય છે. એ બારમાંના કેટલાક પ્રજાના પ્રતિનિધિ તરીકે ગવર્નર જનરલ પસંદ કરે છે, ને કેટલાક સરકારી નોકરને પસંદ કરવામાં આવે છે. વળી એ સભા જે પ્રાંતમાં મળે, તે પ્રાંતનો ગવર્નર પણ એ સભામાં બેશી શકે છે. સરકારી નોકરોની સંખ્યા પ્રજાના પ્રતિનિધિ કરતાં વધતી હોતી નથી. જ્યારે નવા કાયદા બાંધવા હોય, ત્યારે એ સભા બોલાવે છે, ને તે અઠવાડીઆમાં એકવાર મળે છે. એ વખતે એ સભામાં લોકોને જોવા જવાની છુટ હોય છે. જે કાયદો નવો બાંધવો હોય, તેને પ્રથમ સરકારી ગેઝીટમાં છપાવે છે, તથા તેના ઊપર ઇલાકાની સરકારનુ વિવેચન માગે છે. ઊપર જે બે જાતની સભા કહી, તે ગવર્નર જનરલની સાથે સંબંધ રાખનારી છે.

૨૧૨. **પ્રાંતિક સભા**:—મુંબઇ, મદ્રાસ ને બંગાળા ઇલાકામાં તે તે ઇલાકાની જૂદી જૂદી કાયદા બાંધનારી સભા છે, અને તે તે ઇલાકાના ગવર્નરના ઉપરીપણા નીચે ચાલે છે. એ પ્રાંતિક સભા જે કાયદા બાંધે છે, તે તેજ ઇલાકામાં ચાલે છે, બીજા ઇલાકામાં ચાલતા નથી, પણ ગવર્નર જનરલની

કાયદા બાંધનારી સભા જે કાયદા બાંધે છે, તે અમુક ઇલાકામાં અથવા આખા ભરતખંડમાં ચાલે છે. પ્રાંતિક સભા જે કાયદા બાંધે, તેના ઉપર ગવર્નર જનરલની મંજુરી લેવી પડે છે. એ સભાના મેમ્બરોની નીમનોક તે ઇલાકાના ગવર્નર કરે છે, પણ તે નીમનોક માટે વાઇસરાયની મંજુરી મેળવવી પડેછે.

૨૧૩. **ન્યાયની હાઈકોર્ટ:**—મુંબઈ, મદ્રાસ, બંગાળા ને વાવ્યપ્રાંતમાં અકેકી હાઇ કોર્ટ છે. તેની સત્તા દીવાની ને ફોજદારી કામમાં ચાલે છે. પણ તેના ફેસલા ઉપર ઇંગ્લાંડમાં પ્રિવિ કાઊંસિલની જ્યુડિશિયલ કમેટીને અપીલ થઇ શકે છે. પંઝાબની ન્યાય કોર્ટમાં ત્રણ જજ છે, ને અયોધ્યામાં તથા મધ્યપ્રાંતમાં માત્ર એક જ્યુડિશિયલ કમિશનરજ છે. બ્રિટિશ બ્રહ્મદેશમાં એક જ્યુડિશિયલ કમિશનર ને એક રિકોર્ડર છે. કમિશ્નર આખા બ્રહ્મદેશના દેશીના મુકરદમાનો ફેસલો કરે છે, અને રિકોર્ડર માત્ર યૂરોપી પ્રજાનો ઇનસાફ કરે છે. એ બંનોના અમુક ફેસલા ઉપર કલકત્તાની હાઈકોર્ટ અપીલ સાંભળી શકે છે. ગારો, ખાશી, જેન્ટિઆ અને નાગા એ મુલક શિવાય આખા આસામ પ્રાંત માટે જ્યુડિશિયલ કમિશ્નર છે. તેના દીવાની ને ફોજદારી ફેસલા ઉપર અપીલ નથી. દ્વાર્સ પરગણા માટે જૂદાજ નિયમો છે.

૨૧૪. **હિંદના કાયદા:**—હિંદની અદાલતો ને કોર્ટોમાં જે ઇનસાફ થાય છે, ને નીચેના ૪ જાતના કાયદા ઉપરથી થાય છે. (૧) હિંદના કાયદા બાંધનારી વરિષ્ટ ( વાઇસરાયની ) અને પ્રાંતિક ( ઇલાકાના ગવર્નરની ) સભાએ જે કાયદા બાંધ્યા હોય, તે તથા

તેઓની અગાઉની સભાએ બાંધેલા કાયદા મુજબ. (૨) હિંદને લાગુ પડતા ઇંગ્લાંડની પાર્લામેન્ટના કાયદા. (૩) હિંદુ અને મુસલમાનોને લગતી બાબતોમાં તેમના સંસારી કાયદા. (૪) અમુક જાતના સિરસ્તાના કાયદા મુજબ.

૨૧૫. **રાજ્ય ચલાવવાની ગોઠવણઃ**—આખા હિંદુસ્તાન ઉપર વાઇસરાયનો અમલ છે ખરો, પણ દરેક પ્રાંતમાં તેમનો સીધો અમલ હોતો નથી. એ દરેક પ્રાંતને પોતપોતાની સરકાર હોય છે, તે સરકારનો અમલ તે દેશમાં ચાલે છે. વળી એવા પ્રાંતોમાં જે જે દેશી રાજ્યો તે પ્રાંતની નજીક હોય, તે પ્રાંતની સરકારના અમલ નીચે છે. રાજ્યવહીવટ ચલાવવા આખા હિંદના પ્રાંતો કીધા છે. મદ્રાસ અને મુંબઈ ઇલાકાને પોતાનું લશ્કર જાદું છે, તેમ એમનું મુલ્કી ખાતું પણ જાદુંજ છે. એ બંને ઇલાકામાં રાજ્યવહીવટ કરનારી અને કાયદા બાંધનારી અકેકી કાંઊંસિલ છે, અને બધું કામ ગવર્નર જનરલના જેવુંજ છે, પણ તેઓ ગવર્નર જનરલને તાબે છે. બંગાળા, વાવ્યપ્રાંત અને પંઝાબના ગવર્નરો લેફ્ટેનન્ટ ગવર્નર કહેવાય છે, પણ બંગાળાના ગવર્નરને કાયદા બાંધનારી સભા છે, ને વાવ્યપ્રાંત ને પંઝાબને તે નથી. મદ્રાસ ને મુંબઇના ગવર્નર ઇનકાઊંસિલ કહેવાય છે.

૨૧૬. અયોધ્યા, આસામ અને મધ્યપ્રાંતના સૌથી મોટા હાકેમને લેફ્ટેનન્ટ ગવર્નર અથવા મુખ્ય કમિશ્નર કહે છે. લેફ્ટેનન્ટ ગવર્નરોને મુખ્ય (ચીફ) કમિશનરો મુલ્કી ખાતાના જૂના ને અનુભવી અધિ-

કારીમાંથીજ થાય છે. લેફ્ટેનન્ટ ગવર્નર ને ચીફ કમીશનરને કાયદા બાંધવાની સત્તા નથી, માત્ર બંગાળાના લેફ્ટેનન્ટ ગવર્નરને છે.

૨૧૭. નીચેના મૂલકો ઉપર વાઇસરાયનો સીધો અમલ છે. (૧) ઉપલો ને નીચલો બ્રહ્મદેશ. (૨) મધ્યપ્રાંત. (૩) વરાડ. (૪) કુર્ગ. (૫) અજમીર (૬) આસામ.

૨૧૮. **અસલના કાનુન:**—હાલમાં કાઉંસિલો જે કાયદા બાંધે છે તે સિવાય અગાઊ જે કાનુન ચાલતા, તે કાનુન હજી કેટલાક મૂલકમાં ચાલે છે. એવા દેશોને નિયત મૂલકો કહે છે. એવા દેશોમાં મુલ્કી ને દીવાની કામમાં કાનુન પ્રમાણેજ અધિકાર ચલાવવો પડે છે, પણ જે મૂલકો સુધારામાં પાછળ છે, અથવા એવાજ બીજા કારણને લીધે તેઓને અનિયત મૂલક કહે છે, ત્યાં એ કાનુન ચાલતા નથી. ત્યાંના વસુલાત ને દિવાની ખાતાના અધિકારીઓને પ્રસંગોપાત સ્થાનિક જરૂરીઆત પ્રમાણે વર્તવાની છૂટ આપેલી હોય છે. એવા અનિયત મૂલકનો રાજ્યવહીવટ ચલાવવાને મુલ્કી ખાતાનાજ અધિકારી જોઇએ એવો નિયમ નથી, તે વખતે લશ્કરી ખાતામાંથી પણ નીમાય છે. પણ નિયત મૂલકમાં લશ્કરી અમલદારને રાજ્ય વહીવટ સોંપાતો નથી. નિયત મૂલકના જીલ્લાના ઉપરી અધિકારીને કલેક્ટર અથવા માજીસ્ટ્રેટ કહે છે. બ્રહ્મદેશ, આસામ અને મધ્યપ્રાંત એ અનિયત મૂલકો છે. બંગાળા ને વાવ્યપ્રાંતમાં પણ કેટલાક અનિયત મૂલક છે. જે મૂલકનો ઉપરી અધિકારી ડેપ્યુટી કમિશનર કહેવાય, તે અનિયત મૂલક જાણવા.

૨૧૯. જીલ્લાના કલેકટરને ઘણાં કામ હોય છે, તેણે જીલ્લાનું મેહેસુલ ઊઘરાવવું. ફોજદારી કામ જે તેના હાથ નીચેના અમલદારોએ ચુકવ્યું હોય, તેની અપીલ તે સાંભળે છે. આખા જીલ્લાની પોલિસ તુરંગ, કેળવણી, મ્યુનિસિપાલિટી રસ્તાઓ, દવાખાના, લોકોની આરોગ્યતા અને તેઓની સંસારી હાલત અને કરવેરા પર તેને દેખરેખ રાખવી પડે છે. આખા જીલ્લામાં કેવો પાક થાય છે, તથા જીલ્લાની કુદરતી રચનાથી તેણે જાણીતા રહેવું જોઇએ. માપણીના કામમાં, કાયદામાં, પત્રવ્યવહારમાં ને હિસાબી કામમાં તે હોશિઆર હોવો જોઇએ. ખેતીવાડીનું, ઇજિનેરી કામનું ને અર્થશાસ્ત્રનું પણ તેને જ્ઞાન હોવું જોઇએ. આખા હિંદુસ્તાનમાં કુલ ૨૩૫ જીલ્લા છે. મદ્રાસ ઇલાકા સિવાય બીજા ઇલાકામાં જીલ્લાઓના જથા કીધા છે, અને એવા એક એક જથાના ઉપરીને રેવીન્યુ કમિશ્નર કહે છે. દરેક જીલ્લાના નાના ભાગ કીધા છે, તેને મદ્રાસ ને મુંબઇ ઇલાકામાં તાલુકા કહે છે. બંગાળામાં પેટા વિભાગ કહે છે, ને ઊત્તર હિંદમાં તેહેસિલ કહે છે. કલેકટરને મદદ કરવાને આસીસ્ટંટ ને ડેપ્યુટી કલેકટર હોય છે. તેઓ તેમને સોંપેલા તાલુકામાં ફરી, મેહેસુલની તપાસ રાખે છે, તથા ફોજદારી ગુન્હાનો ઇનસાફ કરે છે. દરેક તાલુકામાં એકેકો મામલતદાર હોય છે, તે મેહેસુલ ઊઘરાવે છે, ને માજીસ્ટ્રેટનું કામ પણ કરે છે. મામલતદારના ૧ લા કારકુનને અવલ કારકુન કહે છે, ને તેને પણ માજીસ્ટ્રેટનું કામ સોંપ્યું હોય છે. તાલુકો મોટો હોય, તો પેટા ભાગ પાડી, ત્યાં મહાલકરી રાખે છે.

માજીસ્ટ્રેટના ત્રણ દરજ્જા છે. પહેલો, બીજો અને ત્રીજો. ૧ લા વર્ગના માજીસ્ટ્રેટને સૌથી વધારે સત્તા હોય છે, ને ત્રીજા વર્ગનાને સૌથી ઓછી હોય છે. ગામનું મેહેસુલ ઊઘરાવવાને એક તળાટીને મુખી પટેલ હોય છે, તથા ગામમાં પોલિસ પટેલ પણ હોય છે.

૨૨૦. દરેક જીલ્લામાં એક પોલીસ સુપરીનટેન્ડન્ટ હોય છે, ને તેના હાથ નીચે આસીસ્ટંટ સુપરીનટેન્ડન્ટ અને ઇન્સ્પેકટરો ને ચીફ કોન્સ્ટેબલો (ફોજદારો) હોય છે. પોલિસ ગુનેગારને પકડી ઇનસાફને માટે માજીસ્ટ્રેટ આગળ રજુ કરે છે, અને લોકોમાં સુલેહ રહે, તેવા ઉપાયો વાપરે છે.

૨૨૧. જીલ્લામાં ન્યાયખાતાના ઊપરી આધિકારીને ડીસ્ટ્રીક્ટ જજ કહે છે, તે ફોજદારી ને દીવાની મુકરદમા ચૂકવે છે. તેના હાથ નીચે આસીસ્ટંટ જજ પણ હોય છે. વળી સબ ઓર્ડીનેટ જજ અને સ્માલ કાઝ કોર્ટના જજો પણ ડીસ્ટ્રીક્ટ જજના તાબામાં હોય છે. સબ ઓર્ડીનેટ જજના બે દરજ્જા પાડયા છે. ઇનસાફ કરતી વખતે જજની સાથે જુરી અને આસેસરો બેસે છે, તેમનો અભિપ્રાય જજ ઇનસાફ કરવામાં લે છે. ન્યાય ખાતાની તમામ કોર્ટને માથે હાઈકોર્ટ છે. મુંબઇની હાઈકોર્ટની સત્તા સિંધ દેશ પર નથી.

૨૨૨. લશ્કરી ખાતું જૂદું છે. એ ખાતાને રાજકારભારમાં હાથ ઘાલવાનો નથી. એ ખાતાનો ઉપરી સેનાપતિ ગવર્નરની કાઊંસિલનો મેમ્બર હોય છે. ગવર્નરનો અધિકાર એ ખાતા ઊપર પણ છે.

૨૨૩. (૧) સરકારી મકાનની સંભાળ લેવી, તથા નવાં મકાન, રસ્તા, સડક, પૂલો વિગેરે લોકોપયોગી કામ કરવાને ઈજિનેરી ખાતું છે. (૨) પ્રજાને કેળવણી આપવાને કેળવણી ખાતું હોય છે. (૩) પ્રજાને તથા સરકારી નોકરોને દવા આપવા મેડિકલ ડિપાર્ટમેન્ટ ( વૈદક ખાતું ) રાખ્યું છે. (૪) આરોગ્યતા રાખવા તથા આરોગ્યતા ઉપર દેખરેખ રાખવાને સેનિટરી ખાતું સ્થાપ્યું છે. (૫) લોકો ને સરકારના કાગળો લઈ જવા લાવવાને પોસ્ટ ખાતું છે.

૨૨૪. હિંદના ગવર્નર જનરલની કચેરીમાં સાત શાખા હોય છે, અને તે દરેક શાખાના કારભારીને સેક્રટરી કહે છે. તે દરેક ખાતાના સેક્રટરી પોતપોતાનું કામ ગવર્નર ને કાઉંસિલને સમજાવે છે, અને તેઓ જે હુકમ કરે, તે તે ખાતાના અધિકારીને લખી જણાવે છે. એ સાત સેક્રટરી નીચે મુજબના હોય છે. (૧) પરદેશ ખાતાનો સેક્રટરી, (૨) સ્વદેશ ખાતાનો, ( ૩ ) મેહેસુલ ને ખેતી ખાતાનો, (૪) વસુલાત ખાતાનો, (૫) લશ્કરી ખાતાનો, (૬) જાહેર બાંધકામ ખાતાનો, (૭) કાયદા બાંધનાર ખાતાનો એવા સાત સેક્રટરી છે. એ સાત સેક્રટરી વાઈસિરાયને હોય છે, પણ ઇલાકાના ગવર્નરને, લેફટેનન્ટ ગવર્નર કે ચીફ કમિશનરને તો વધારેમાં વધારે ૪ અને ઓછામાં ઓછો ૧ સેક્રટરી હોય છે.

૨૨૫. મોટા નાનાં શહેરોનું તથા તાલુકાનું કેટલુંક કામ મ્યુનિસિપાલિટીને અથવા લોકલબોર્ડને સોંપ્યું છે. ઉપજ ખરચના વહીવટનો અધિકાર તેઓને છે.

## પ્રકરણ ૧૮ મું.

૨૨૬. **ગૂજરાતના ઈતિહાસનો સારઃ—** ગૂજરાતની જૂનામાં જૂની રાજધાની વલ્લભીપૂર નગર હતું. એ શહેરનું ખંડેર ભાવનગરની પાસે વલા ગામની નજીકમાં છે. વલ્લભીપૂરની ગાદીએ ૧૮ રાજા થઇ ગયા. છેલ્લા પાંચ રાજા શિલાદિત્યના નામથી ઓળખાય છે.

૨૨૭. વલ્લભીપૂર પછી પંચાસરમાં ગૂજરાતની રાજગાદી થઇ. એ શહેર ઝાલાવાડની ઉત્તરે કચ્છના રણ પાસે છે, અને અહીંના રાજા ચાવડા રાજાના નામથી ઓળખાતા. ઇ૦ સ૦ ૬૯૬ માં પંચાસર નગરમાં જયશિખર નામનો રાજા રાજ કરતો હતો. એજ વખતે કનોજ દેશમાં કલ્યાણી નગરીમાં ભૂવડ નામનો શોલંકી રાજા રાજ કરતો હતો. જયશિખર ને ગૂજરાતની તેણે ઘણી કીર્તિ ને આબાદીની વાત શંકર નામના બારોટના મોંઢેથી સાંભળી, તેથી ગૂજરાત ઊપર પોતાના મીર નામના સેનાપતિને મોકલ્યો. જયશિખરનો સેનાપતિ અને તેનો સાળો સુરપાળ મીર સામો લડયો, તેને હરાવ્યો, ને પાછો કાઢયો. ત્યારપછી ભૂવડ પંડે ગૂજરાતપર ચઢયો, ને પંચાસર નગરમાં જયશિખરને ઘેર્યો. બાવન દિવસ સુધી ઘેરો પહોંચ્યો, ને આખરે જયશિખર લડતાં મરણ પામ્યો, ને તેનું રાજ ભૂવડને હાથ આવ્યું. ત્યારપછી ભૂવડે કચ્છ ને સોરઠના રાજાને તાબે કીધા, તથા બીજા નાના રાજા પાસેથી ખંડણી લેવાનું નક્કી કરી, પોતાના વતીનો એક સુબેદાર મૂકી ભૂવડ પાછો ગયો.

૨૨૮. જયશિખરે જોયું, કે હું હારીશ, તેથી તેની રાણી રૂપસુંદરી બે જીવવાળી હતી, તેને તેના ભાઇ સુરપાળ જોડે જંગલમાં મોકલી દીધી. એવા વિચારથી કે જો કદાચ રાણીને પૂત્ર થાય, તો ભવિષ્યમાં મારૂં વેર લઇ, ભૂવડને હરાવે. રૂપસુંદરીનું રક્ષણ જંગલમાં કોઇ ભીલડીએ કીધું. જંગલમાં રૂપસુંદરીને પુત્ર પ્રસવ્યો, તેનો જન્મ વનમાં થયો, માટે તેનું નામ વનરાજ પાડયું. એ નામ શીલગુણ સુરી નામના જતિએ પાડયું. વનરાજ મોટો થયો, ત્યારે પોતાના મામા જોડે ભુવડનો મૂલક લૂટવા લાગ્યો. શ્રીદેવી નામની વાણિયણ વનરાજને વનમાં રસોઈ કરી જમાડતી, અને ચાંપો વાણિયો તેને સીધું આપતો. અણહિલ નામના ભરવાડે જંગલમાં ભયથી બચવાને સંતાઇ રહેવાની જગાઓ બતાવી હતી. વખત જતાં વનરાજના ઘણા મિત્ર થયા, ને તેણે ઘણી લૂટ મેળવી, તેથી સરસ્વતિ નદીને કાંઠે સંવત ૮૦૨ માં એક નગર વસાવ્યું. અણહિલના નામ ઊપરથી તેનું નામ અણહિલપૂર પાટણ પાડયું, જેને હાલ સિદ્ધપૂર પાટણ કહે છે. વનરાજે અણહિલપૂરને પોતાનું પાટ નગર બનાવી, ચાંપાને પ્રધાન કીધો, ને રાજપદ ધારણ કરી, ગૂજરાત ઉપર અમલ કરવા લાગ્યો. ચાંપા પ્રધાને પાછળથી ચાંપાનેર વસાવ્યું. એકસો દશ વર્ષની ઉમરે વનરાજ અણહિલપૂરમાં સંવત ૮૦૬ માં મરણ પામ્યો.

૨૨૯. વનરાજ પછી તેનો પૂત્ર યોગરાજ પાટે બેઠો. એ પરાક્રમી હતો. તેણે રાજ વધાર્યું ને લો

કને સુખી કીધા, લડાઇમાં ઘણો હોશિયાર હોઇ, તીર મારવામાં કાબેલ હતો.

૨૩૦. યોગરાજ પછી તેનો પુત્ર ક્ષેમરાજ ગાદીએ બેઠો. એણે પણ રાજ્ય ને દેશની દોલત વધારી. એના પછી ભૂવડ રાજા થયો. ભૂવડ પછી વિરસિંહ રાજા થયો, ને તેના પછી રત્નાદિત્ય રાજા થયો. એ સાચો, શૂરો ને શરીરે મજબુત હતો. લુચ્ચા માણસને તેણે દેશમાંથી કાઢી પ્રજાને સુખી કીધી. એના પછી સામતસિંહ રાજા થયો. એ દુર્ગુણી હતો, એને દારૂ પીવાનું વ્યસન હતું. એને પુત્ર ન હોવાથી એના ભાણેજ મૂળરાજને ગાદી મળી. એ શોલંકી વંશનો હતો. એની મા લીલા જે સામંતસિંહની બેન તે કનોજના રાજા ભૂવનાદિત્યના રાજ નામના કુંવર જોડે પરણી હતી.

## ૨૩૧. ચાવડા વંશના રાજાના નામ તથા ગાદીએ બેઠાનાં સનઃ—

| રાજાના નામ. | ગાદીએ બેઠાના સન. |
|---|---|
| વનરાજ | ૭૪૬ |
| યોગરાજ | ૮૦૬ |
| ક્ષેમરાજ | ૮૪૬ |
| ભૂવડ | ૮૬૬ |
| વિરસિંહ | ૮૯૫ |
| રત્નાદિત્ય | ૯૨૦ |
| સામતસિંહ | ૯૩૫ |

૨૩૨. **શોલંકીવંશ:**—મૂળરાજ ગાદીએ બેઠો તે વખતે ઊત્તરેથી અજમેરનો રાજા ને દક્ષિણથી તૈલંગણના રાજાએ પોતાના સેનાપતિ બાર્પને ગૂજરાત પર ચઢાઈ કરવા મોકલ્યો. બેની જોડે લડી શકાશે નહીં, એમ જાણી મૂળરાજે અજમેરના રાજાને ધન આપી, પાછો વાળ્યો, ને બાર્પને હરાવી નસાડ્યો. ગૂજરાતની ગાદી તળે કેટલાક ખંડીયા રાજા હતા, તેમણે મૂળરાજને રાજા માન્યો નહીં, તેથી સોરઠના ગ્રહરિપુને હરાવ્યો. એ ગ્રહરિપુ સ્વતંત્ર થઇ જઈ પ્રભાસમાં જાત્રા જનારને લૂટતો હતો. ગ્રહરિપુની મદદે તેનો મિત્ર કચ્છનો લાખો આવ્યો હતો, તેને મૂળરાજે મારી નાંખ્યો. આ જીતથી બીજા ખંડીઆ રાજા મૂળરાજને તાબે થયા. ત્યારપછી મૂળરાજે લાટ દેશ (નર્મદા ને મહીની વચ્ચેનો દેશ) જીત્યો. એ લડાઇમાં મૂળરાજના છોકરા ચામુંડે ઘણી બહાદૂરી બતાવી. મૂળરાજે સિદ્ધપૂરમાં રૂદ્રમાળો બંધાવવા માંડયો. પાપમાંથી છૂટવાને તેણે ઊત્તરમાંથી બ્રાહ્મણો બોલાવી, તેને ઘણું દાન આપ્યું. એ બ્રાહ્મણો ઊત્તર હિંદમાંથી આવ્યા, માટે આજે તેઓ ઊદિચ્ય એટલે ઔદિચ (ઊત્તરના) કહેવાય છે.

૨૩૩. મૂળરાજ પછી ચામુંડ રાજા થયો. તેર વર્ષ રાજ કરી ચામુંડ પોતાના કુંવર વલ્લભસેનને ગાદી સોંપી પોતે કાશી ગયો, પણ વલ્લભસેન શીતળાથી મરણ પામ્યો, ત્યારે ચામુંડે બીજા કુંવર દુર્લભસે-નને ગાદી આપી, અને ચામુંડ શુકલતીર્થમાં મરણ પામ્યો. દુર્લભસેને રાજકારભાર સારી રીતે ચલાવ્યો, ને લોકોપયોગી કામ કીધાં.

૨૩૪. દુર્લભસેન પછી ચામુંડના ત્રીજા પૂત્ર નાગરાજનો દીકરો ભીમદેવ રાજા થયો. એના વખતમાં ઇ૦ સ૦ ૧૦૨૪ માં ગીજનીનો સુલતાન મહમુદ ગૂજરાતપર ચઢી આવ્યો. ગૂર્જરપતિ જોઇએ તેવી તૈયારી કરી શક્યો નહતો, તોપણ પ્રભાસપાટણ આગળ એક લડાઇ કીધી, તેમાં હાર્યો ને કચ્છ તરફ નાઠો. મહંમુદે પ્રભાસનુ દેહેરૂં લૂટયું, ને મહાદેવની મૂર્તિના કકડા કીધા. ત્યાંથી જઈ ભીમદેવની પાછળ પડ્યો, પણ ભીમદેવ પકડાયો નહીં. મહંમુદ સિંધને રસ્તે પાછો પોતાને દેશ ગયો. રસ્તામાં કચ્છના રણમાં તેને અનાજ ને પાણીની બહુ તંગી પડી, ને તેનાં ઘણાં માણસો મરણ પામ્યા. મહંમુદના ગયા પછી ભીમ પાછો આવ્યો, ને રાજ કરવા લાગ્યો. ભીમદેવે સિંધદેશ જીત્યો. કાશીના રાજા કરણ જોડે મળીજઇ, ભીમે માળવાના ભોજ રાજા જોડે લડાઈ કરી, ભોજ મરણ પામ્યો, તેથી કરણ રાજાએ ભોજનો ખજાનો લૂટયો. અજમેરનો ચોહાણ રાજા વિશલદેવ ગુજરાતપર ચઢયો, ને ભીમને હરાવ્યો. ભીમદેવના વખતમાં વિમળશા નામનો મોટો ધનવાન શ્રાવક હતો, તેણે આબુ ઊપર દેલવાડામાં ને આરાસૂરમાં કુભારીઆમાં કેટલાંક દેહેરાં બંધાવ્યાં છે. ભીમના પછી તેના ક્ષેમરાજ, કરણ ને મૂળરાજ નામના ત્રણ દીકરામાંથી કરણ રાજા થયો.

૨૩૫. કરણે કેટલાક કોળી રાજાને હરાવી રાજ્યને મજબુત કીધું. મોઢેરા ગામમાં કરણસાગર નામનું તળાવ બંધાવ્યું, ને કરણાવતી નામની નગરી વસાવી હતી. એના પછી એનો દીકરો સિદ્ધરાજ

જયસિંહ ગાદીપતિ થયો. એ ગાદીએ બેઠો ત્યારે નાનો હતો, તેથી એની મા મીનળદેવી રાજ ચલાવતી, એ બાઇએ વિરમગામમાં મુનસર ને ધોળકામાં મલાવ તળાવ બંધાવ્યાં. સિદ્ધરાજ પોતાની મા જોડે દેશમાં ફરતો હતો, તેવામાં માળવાના રાજા યસોવર્માએ ગુજરાતપર ચઢાઇ કરી, તેને ધન આપી, પ્રધાને પાછો વાળ્યો. સિદ્ધરાજ મોટો થયો, ત્યારે એ વાત તેને ગમી નહીં, ને માળવાપર ચઢ્યો. યસોવર્માને કેદ પકડી પાટણમાં લાવ્યો. સિદ્ધરાજે પાટણમાં સહસ્ત્રલિંગ તળાવ બંધાવ્યું, તથા મૂળરાજના વખતથી બાકી રહેલો રૂદ્રમાળો એણે પૂરો કરાવ્યો. રાણકદેવી નામે રાજ્યકન્યા જોડે સિદ્ધરાજનો વિવાહ થયો હતો, તેને જૂનાગઢનો ખેંગાર રાજા પરણી ગયો, તેથી સિદ્ધ રાજ સોરઠપર ચઢ્યો. ખેંગાર લડતાં હાર્યો, ને માર્યો ગયો. રાણકદેવી વઢવાણ આગળ સતી થઇ. તેના બે બાળકને સિદ્ધરાજે માર્યા. સિદ્ધરાજે પોતાના મૂલકમાં વાવ, કૂઆ, દેહરાં વગેરે બંધાવી લોકને સુખી કીધાં. ધર્મ સંબંધી તેણે બધા પંથને છુટ આપી. તેણે ઘણા મૂલક જીત્યા, ને રાજ વધાર્યું.

૨૩૬. સિદ્ધરાજને પુત્ર ન હોવાથી એના ઓરમાન કાકા ક્ષેમરાજના વંશમાં રાજ ગયું. ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ અને દેવપ્રસાદને ત્રિભુવનપાળ નામનો છોકરો હતો. એ ત્રિભોવનપાળને ત્રણ પુત્ર હતા, તેમાંના કુમારપાળને ગાદી મળી. કુમારપાળની બેન પ્રેમદેવી સિદ્ધરાજના સરદાર કહાનદેવ વેરે વરી હતી, માટે કહાનદેવની મદદથી કુમારપાળ રાજા થવા પામ્યો. બાકી એ રાજા થાય, એ સિદ્ધરા-

જને બીલકુલ ગમતું નહતું. સિદ્ધરાજે એને મારી નાંખવા મારા મોકલ્યા હતા, પણ કુમારપાળ સંતાઇ જતો. એવી આફતમાં કુમારપાળને ઉદાયનમંત્રિ ને હેમાચાર્ય નામના જૈનોએ સારી મદદ કરી હતી. કેટલાક સરદારોએ બંડ કીધાં, તે કુમારપાળે સમાવ્યાં. નાગોરના આન્ન રાજાને જખમી કરી હરાવ્યો. માળવાના રાજાને પણ કુમારપાળે હરાવ્યો. કોકણના રાજા મલિકાઅર્જુનને કુમારપાળના સરદાર આમ્રભટે હરાવ્યો. પહેલી લડાઇમાં એ સરદાર હાર્યો, પણ બીજી વાર જીતી ઘણું ધન લાવ્યો. કુમારપાળે મહાદેવ ને પારસનાથનાં દહેરાં બંધાવ્યાં, ને સોમનાથના દહેરાંને સમરાવ્યું. રગતપીતના રોગથી એનુ મરણ થયું.

૨૩૭. કુમારપાળ પછી તેના ભાઈ મહીપાળનો પુત્ર અજેપાળ ગાદીએ બેઠો. એ મહાદેવને માનનારો હતો, તેને રાજમહેલના કોઈ પોળીઆએ છાતીમાં કટાર ભોકી માર્યો. એના પછી એનો દીકરો બાળમૂળરાજ ગાદીપતિ થયો. એ નાનો હતો, તે દરમ્યાન તેની મા નાયકી દેવીએ કારભાર ચલાવ્યો. એના વખતમાં અફઘનિસ્તાનનો મહમદ શાહબુદ્દિન ઘોરી ગૂજરાતપર ચઢયો. બાળરાજાના કાકા ભોળા ભીમે તેને હરાવ્યો, ને પાછો કાઢયો. ભીમદેવ બીજાને ભોળોભીમ કહે છે. આબુના રાજાની છોકરીના વિવાહ અજમેરના ચોહાણ રાજા સોમેશ્વરના દીકરા પૃથુરાજ જોડે થયા હતા. એ પૃથુરાજ પોતાની માના બાપની ગાદીએ દિલ્હીમાં હતો. એ આબુપતિની દીકરીનું માગું ભોળાભીમે કીધું, તેથી આબુપતિએ

પોતાની દીકરીને અજમેર મોકલી દીધી. તેથી ભીમ
આબુના રાજા ઊપર ચઢ્યો, આબુપતિને હરાવ્યો,
ને નસાડ્યો, ને ઠેઠ અજમેર સુધી ગયો. અહીં મોટી
લડાઇ થઇ, તેમાં અજમેરનો સોમેશ્વર મરાયો, ભી-
મદેવ જીતીને ગુજરાતમાં પાછો આવ્યો. પોતાના
બાપનું વેર લેવાને પૃથુરાજ ગુજરાતપર ચઢ્યો, ને
ભીમદેવને હરાવ્યો, ને પૃથુરાજ પાછો દિલ્હી ગયો.
એ વખતે મહમદઘોરી શાહબુદ્દિન પાછો ચઢી આ-
વ્યો. દિલ્હીનો એ છેલ્લો રાજા લડાઈમાં હાર્યો, ને
આર્યો ગયો. ઘોરી પાદશાહે પોતાના ગુલામ કુતબુ-
દ્દિનને દિલ્હી ને અજમેરનો સૂબેદાર બનાવ્યો. એ
કુતબુદ્દિને ઇ૦ સ૦ ૧૧૯૪ માં પાછી ગુજરાતપર ચ-
ઢાઈ કરી, ને ભીમને હરાવ્યો. ભીમે બીજા રાજા
જોડે દોસ્તી કરી ને કુતબુદ્દિનને અજમેરમાંથી કાઢ-
વાનો પ્રયત્ન કીધો, તેમાં કુતબુદ્દિન જખમી થઇ
હાર્યો, પણ શાહબુદ્દિન ઘોરીએ મદદ મોકલી, તેથી
કુતબુદ્દિન પાછો જીત્યો, ને પાટણ જીતી લીધું, તેથી
ભીમ નાઠો. પણ પાછળથી ભીમે ફરીથી ગૂજરાત
જીતી લીધી. ઈ૦ સ૦ ૧૨૨૪ માં જયસિંહ નામના
સરદારે અણહિલપૂર કબજે કીધું, તેની પાસેથી પાછું
ભીમે જીતી લીધું. ધોળકાના વાઘેલા રાજાએ બંડ
કરી ભીમના કેટલાક મૂલક જીત્યા. ભીમદેવ પછી
ત્રિભોવનપાળ ગાદીએ બેઠો. પરંતુ ધોળકાના રાણા
વિશળદેવે તેને ઉડાડી મૂક્યો.

૨૩૮. સોલંકી રાજાનું નામ ગાદીએ બેઠાનો સન.

| | | |
|---|---|---|
| ૧ | મૂળરાજ.............................. | ૯૪૨ |
| ૨ | ચામુંડ.............................. | ૯૯૭ |

| | | |
|---|---|---|
| ૩ | વલ્લભસેન……… … ……… | ૧૦૧૦ |
| ૪ | દુર્લ્લભસેન……………… … …… | ૧૦૧૮ |
| ૫ | ભીમદેવ ૧ લો……………… | ૧૦૨૨ |
| ૬ | કરણ…………………… | ૧૦૭૨ |
| ૭ | સિદ્ધરાજજયસિંહ…… … … | ૧૦૯૪ |
| ૮ | કુમારપાળ……… ……… | ૧૧૪૩ |
| ૯ | અજેપાળ……… ……… | ૧૧૭૪ |
| ૧૦ | મૂળરાજ બીજો……… …… | ૧૧૭૭ |
| ૧૧ | ભીમદેવ બીજો… … … …… | ૧૧૭૯ |
| ૧૨ | ત્રિભુવનપાળ……………… | ૧૨૪૨ |



૨૩૯. શોલંકી રાજા નબળા પડતા ગયા, તેમ તેના પિત્રાઇ વાઘેલા જોરમાં આવ્યા. આર્ણોરાજ નામના વાઘેલાએ પાટણના રાજ્યનો બચાવ કરવામાં સારી મદદ કરી હતી, તેથી ભોળાભીમે એના પુત્ર લવણ પ્રસાદને પ્રધાન બનાવ્યો. એ લવણ પ્રસાદ સાબરમતીને નર્મદાની વચ્ચેનો મુલક તથા ધોળકાને ધંધુકા જીતી લઇ ધોળકામાં પોતાની રાજધાની કરી. એને વીરધવળ નામનો પૂત્ર હતો, તેણે ખંભાત ને ગોધરા જીત્યાં. વીરધવળે વસ્તુપાળ ને તેજપાળ નામના વાણિયાને પોતાના પ્રધાન બનાવ્યા. વીરધવળ ૧૨૪૦માં મરણ પામ્યો. એને વિરંમદેવને વિશળદેવ નામના પુત્ર હતા. તેમાંથી વિશળદેવ ગાદીપતી થયો. ૧૨૪૪ માં તેણે અણહિલવાડ પર ચઢાઇ કરી. ત્રિભુવનપાળ પાસેથી ગૂજરાત જીત્યું, ને

આખા ગૂજરાતનો રાજા થયો. કર્ણાટકની રાજ્યકન્યાને સ્વયંવરમાં વિશાળદેવ પરણ્યો.

૨૪૦. વાઘેલા ગૂજરાતના રાજા થયા, પણ મુસલમાનોથી બચવાને તેમણે કશો પ્રયત્ન કીધો નહીં. ને મુસલમાનો હિંદ તરફ વધતા જતા હતા. વિશાળદેવ પછી અર્જુનદેવ ને તેના પછી સારંગદેવ રાજા થયા. છેલ્લા કરણ ઘેલાના વખતમાં દિલ્હીના સુલતાન અલાઉદ્દિન ખૂનીએ ઈ૦ સ૦ ૧૩૦૪માં પોતાના ભાઇ અલફખાનને તથા વજીર નશરતખાનને ગૂજરાત પર ચઢાઇ કરવા મોકલ્યા. કરણ ઘેલો નાશી દક્ષિણમાં નાશિક પાસે બાગલાણના મૂલકમાં ભરાયો. મુસલમાનોએ દેશ જીત્યો. લોકને લૂટ્યા વટાળ્યા, ને ઘણો જૂલમ કીધો. મૂળરાજે બંધાવવા માંડેલો ને સિદ્ધરાજે પૂરો કરેલો રૂદ્રમાળો મુસલમાનોએ તોડયો. કરણની રાણી કમળાદેવી હતી, તેની જોડે અલાઉદ્દિન પરણ્યો, કમળાદેવીની છોકરી દેવળદેવી તેના બાપ જોડે હતી, બાગલાણમાં પાદશાહની ફોજ ગઈ, ને કરણ જોડે લડી, તે છોડીને લઈ ગયા, ને કરણ રાજા રખડી રવડીને મરણ પામ્યો.

| વાઘેલા વંશના રાજાના નામ | ગાદીએ બેઠાના સન. |
|---|---|
| ૧ વિશાળદેવ............... | ૧૨૪૪ |
| ૨ અર્જુનદેવ............... | ૧૨૬૨ |
| ૩ સારંગદેવ............... | ૧૨૭૫ |
| ૪ કરણ ઘેલા............... | ૧૨૯૭—૧૩૦૪ |



૨૪૧. ગૂજરાતનો મૂલક દિલ્હીના સુલતાનના હાથ નીચે ગયો. એ મુસલમાનોએ હિંદુના દેહેરાં તોડયાં. તેમને વટાળ્યા. તેમને બહુ દુઃખ દીધું ને ઘણાને જોર જૂલમથી મુસલમાન કીધા. દિલ્હીના પાદશાહ પોતાના ગૂજરાત પ્રાંત ઉપર મુસલમાન સૂબેદાર મોકલતા, તેઓ સ્વતંત્ર થઇ અમલ કરતા, તેમને જીતવાને સુલતાન બીજા સૂબેદારને મોકલતા. એથી ઘણી લડાઈ થતી, ને દેશને બહુ નુકશાન થતું.

ઈ૦ સ૦ ૧૩૯૧માં જાફરખાં નામે સૂબેદાર ગૂજરાતમાં આવ્યો, તેણે ૧૪૦૩ માં પોતાના છોકરા તાતારખાંને ગૂજરાતની ગાદીએ બેસાડયો, તેનું નામ મહમદશાહ પાડયું. દિલ્હીના સુલતાનથી સ્વતંત્ર રીતે રાજ કરવા લાગ્યો. તેનો કાળ થવાથી ૧૪૦૭માં જાફરખાં પોતે મુજફ્ફરખાં નામ ધારણ કરી, પાદશાહ થયો. ૧૪૧૧ માં તે મરણ પામ્યો, તેથી તેનો પૌત્ર અહમદશાહ પાદશાહ થયો. એ વંશના પાદશાહો છેક અકબરના વખત સુધી સ્વતંત્ર રહ્યા.

અહમદશાહે અસાવળાના રાજા આશા ભીલને હરાવી તેના નગરમાં પોતાની રાજધાની કરી. અને ૧૪૧૪ માં પોતાના નામપરથી અહમઆબાદ નામનું શહેર એટલે અમદાવાદ વસાવ્યું. અહમદશાહ હિંદુપર જૂલમ કરી, તેમને વટાળતો, ને તેમના દેહેરાં તોડતો. ઇડરના રાણાને તાબેદાર બનાવવા તેણે હાથમતીને તીરે અહમદનગર વસાવ્યું, જેને હાલ અમનગર કહે છે. દક્ષિણ અને માળવાના રાજાને અહમદશાહે હરાવ્યા, ને ખંડણી લીધી.

૨૪૨. એના પછી મહમદશાહ પાદશાહ થયો.

એણે ચાંપાનેરના રાવળ ગંગાદાશને પાવાગઢમાં ઘેર્યો, તેની મદદે માળવાનો પાદશાહ આવ્યો, તેથી મહુમદશાહ હાર્યો, ને તેના સરદારોએ એને ઝેર દઈ માર્યો. એના પછી એનો દીકરો કુતુબશાહ પાદશાહ થયો. એના વખતમાં માળવાની ફોજ ગૂજરાતમાં આવી. પણ કુતુબે તેને હરાવી. કુતુબશાહે ચિતોડના રાણા કુંભાને હરાવ્યો. એ કુંભાની સ્ત્રી તે મીરાં જેનાં કરેલાં ભજન હજી પણ ગવાય છે. કુતુબશાહ પછી દાઊદશાહ પાદશાહ થયો, તેનામાં રાજ કરવાની શક્તિ નહીં હોવાથી તેનો ભાઇ મહુમદશાહ પાદશાહ થયો. એને મહુમદબેગડો પણ કહે છે.

૨૪૩. મહુમદબેગડો પાદશાહ થયો, ત્યારે તેની ઊમર ૧૪ વર્ષની હતી. એણે જૂનાગઢના મંડળિક રાજાને હરાવી, મુસલમાન કરી અમદાવાદ આણ્યો. ચાંપાનેરનું રાજ્ય મહુમદબેગડાએ ખાલસા કીધું. દ્વારકાંની મૂર્ત્તિને તોડી, તેનાથી મસિદ ચણાવી. ચાંચીઆ લોકને એણે હરાવ્યા, કચ્છના રાજાને હરાવ્યો ને સિંધ ને માળવાના રાજાને હરાવી નમાવ્યા. એણે મેહેમદાવાદ વસાવ્યું.

૨૪૪. બીજા મુજફ્ફરશાહનો મૂલક ઇડરના રાવે ને ચિતોડના રાણાએ લૂટયો. માળવાના પાદશાહની મદદે મુજફ્ફર ગયો, ને તેના મેદનીરાય પ્રધાનને હરાવ્યો. એના પછી શિકંદરશાહ પાદશાહ થયો, તેને સરદારોએ મરાવી નંખાવ્યો. તેના પછી મહુમદ ચોથો પાદશાહ થયો, તેને તેના ભાઇ બહાદુરશાહે ઊઠાડી મૂક્યો, ને પોતે પાદશાહ થયો. એ બહાદુરશાહે દક્ષિણનું અહમદનગર લૂટયું. પછી

માળવાદેશ જીત્યો, ને ચિતોડના રાણા પાસેથી ખં-ડણી લીધી. દરિયા કિનારે ફીરંગી લોકો આવવા લાગ્યા હતા, તેમને બહાદુરશાહે દીવમાંથી કાઢયા. દિલ્હીના હુમાયુન પાદશાહે ગૂજરાતપર ચઢાઇ કરી, એ દેશ જીત્યો, પણ હુમાયુન ગયો, કે બહાદુરશાહે પાછું પોતાનું રાજ્ય લઈ લીધું. દીવના ફીરંગી ઉપર ચઢાઈ કરી, ત્યારે ફીરંગીએ બહાદુરશાહને દગાથી માર્યો.

૨૪૫. મહમદ પાંચમો ઘણો જૂલમી હતો, હિંદુનાં દેહેરાં તોડયાં, તેમને વટાળ્યાં ને તેમનાપર બહુ જુલમ કીધો તેથી હિંદુ લોકો તેની સામે થયા, પાદશાહના એક નોકરે તેને મારી નાંખ્યો.

૨૪૬. એના પછી અહમદશાહ બીજો ગાદીએ આવ્યો. એનો વજીર એતિયાદખાં હતો. તેના તા-બામાંથી છુટવા પાદશાહે પ્રયત્ન કીધો, તેથી વજીરે પાદશાહને મારી નાંખ્યો, અને તેને ઠામે મુજફ્ફર ત્રીજાને ગાદીએ બેસાડયો. એ મુજફ્ફરશાહ ગૂજરા-તના સ્વતંત્ર પાદશાહોમાં છેલ્લો હતો. ઇ૦ સ૦ ૧૫૭૩ માં મહાન અકબરે આવી, ગુજરાત જીત્યો, અને મુજફ્ફરને પકડી દિલ્હી લઇ જતાં, તેણે માર્ગમાં આ-પઘાત કીધો.

| ૨૪૭. ગૂજરાતના સ્વતંત્ર પાદશાહનાં નામ. | ગાદીએ બેઠાનાં સન. |
|---|---|
| **મહમદશાહ ૧ લો...... ... ......** | **૧૪૦૩** |
| **મુજફ્ફરશાહ ૧ લો...... ...... ...** | **૧૪૦૭** |
| **અહમદશાહ ૧ લો...... ...... ...** | **૧૪૧૧** |

| | |
|---|---|
| મહુમદશાહ ૨ જો... ...... ...... | ૧૪૪૧ |
| કુતુબશાહ............ .............. | ૧૪૫૧ |
| દાઉદશાહ.................................. | ૧૪૫૯ |
| મહુમદશાહ ત્રીજો બેગડો......... | ૧૪૫૯ |
| મુજફ્ફરશાહ બીજો..... ...... | ૧૫૧૩ |
| સિકંદરશાહ..... ..... ........ | ૧૫૨૬ |
| મહુમદશાહ ચોથો..... ..... ... | ૧૫૨૬ |
| બહાદુરશાહ..... ..... ..... ... | ૧૫૨૬ |
| મહુમદશાહ પાંચમો.................. | ૧૫૩૬ |
| અહમદશાહ બીજો..... ........ | ૧૫૫૪ |
| મુજફ્ફરશાહ ત્રીજો..... ........ | ૧૫૬૧ |



૨૪૮. મોગલાઇ રાજ્યમાં ગૂજરાતની પ્રજા સુખી થઇ, કારણ ઔરંગજેબ સિવાયના બીજા મોગલ પાદશાહે ધર્મ સંબંધી જુલમ કીધા નહીં, ને અકબરે ખેડુતોને લાભકારી ધારા બાંધી આપી સુખી કીધા. ઇ૦ સ૦ ૧૫૭૩ થી ૧૭૫૭ સુધીમાં આશરે ગૂજરાતમાં પચાસ સૂબેદાર આવી ગયા. તેમાંના છેલ્લા જુવામર્દખાન સૂબેદારને દામાજી ગાયકવાડે ને પેશ્વા રઘુનાથરાવે થોડી જાગીર આપી, ગૂજરાતના ધણી પોતે થયા. (૧૭૫૭) રાધનપૂર, જૂનાગઢ ને વાડાસીનોરના હાલના નવાબ એ જુવામર્દખાનના વંશજ છે.

૨૪૯. મહાન શિવાજીના પૌત્ર શાહુના વખતમાં ગૂજરાતમાં તેના વતી સેનાપતિ ખંડેરાવ દાભાડે ને

દામાજી ગાયકવાડ ગૂજરાતમાં રહેતા, એ બંનેનું મરણ ૧૭૨૧ માં થયું. તેઓને ઠામે તેના પુત્રો ત્રિંબકરાવ દાભાડે ને પિલાજી ગાયકવાડ થયા. બાજીરાવ પેશ્વાનો હુકમ ત્રિંબકજી દાભાડેએ ન માન્યો, તેથી ડભોઇની લડાઇમાં ત્રિંબકરાવને હરાવ્યો, ને માર્યો, ને તેને ઠામે તેના નાના છોકરાને સેનાપતિ નીમ્યો, ને પિલાજી ગાયકવાડને તેનો વાલી ઠરાવ્યો. એ પિલાજીએ પોતાની રાજગાદી વડોદરામાં કરી, ને કેટલોક મૂલક ખાલસા કીધો, ને રજપૂત રાજા રાણા ને મુસલમાન નવાબો પાસેથી ખંડણી ઉઘરાવવા લાગ્યો.

૨૫૦ જોધપૂરના રાણા અભેસિંહને ગૂજરાતનો સૂબેદાર ઠરાવી દિલ્હીના પાદશાહે મોકલ્યો. તેણે પિલાજીને ડાકોરમાં મારી નંખાવ્યો. પિલાજીની ગાદીએ તેનો પૂત્ર દામાજી ગાયકવાડ થયો. તેણે ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી. એણે ગૂજરાતમાંથી પાદશાહી અમલનો અંત આણ્યો. ગૂજરાતમાંથી પાદશાહી અમલ ઉઠ્યો, તે વખતે સુરતનો નવાબ તે શેહેરને તેની આસપાસના કેટલાંક ગામ પચાવી પડ્યા. એ નવાબથી રાજ્ય ન સચવાયું, તેથી ૧૮૦૦માં અંગ્રેજે એનું રાજ્ય ખાલસા કીધું. દામાજી પછી તેનો પૂત્ર શિઆજીરાવ ગાયકવાડ થયો, પણ તેનામાં દમ નહીં હોવાથી તેનો ભાઇ ફતેસિંહ રાજ ચલાવતો. એ શિયાજી પછી માનાજી ગાયકવાય થયો. ૯૦ સ૦ ૧૮૦૦ માં ગોવિંદરાવે ગૂજરાતમાંથી પેશ્વાઇ સત્તા કાઢી નાંખી. અને પેશ્વાઈ મુલકના પાંચ લાખ રૂપિઆ ગોવિંદરાવ પેશ્વાને આપે, એમ ઠેરવ્યું.

ગોવિંદરાવ પછી આણંદરાવ ગાયકવાડ થયો, તેના વખતમાં તેના પિત્રાઇ મલ્હારરાવે કંડીમાં ખંડ કીધું. અંગ્રેજની મદદથી આંણંદરાવે તે ખંડ સમાવ્યું, ગાયકવાડની સ્થિતિ દિનપરદિન નબળી થતી જતીહતી. તેથી તેણે પોતાના રક્ષણ માટે વડોદરામાં અંગ્રેજી લશ્કર રાખ્યું. તેથી ગાયકવાડ અંગ્રેજના તાબેદાર થઈ તેમના કહ્યા મુજબ રાજ્ય કરવા લાગ્યા. એથી ગાયકવાડની સવારી દસેરા પછી વસુલ ઉઘરાવવા નીકળીને લોકોને ઘણી પીડતી, તે બંધ થઇને અંગ્રેજે એ ખંડણી ઊઘરાવી જેની તેની આપવાનું કામ માથે લીધું, એથી લોકો સુખી થયા. ઇ૦ સ૦ ૧૮૧૯માં અંગ્રેજે પેશ્વાને મુલક ખાલસા કીધો.

| ૨૫૧. વડોદરાના ગાયકવાડના નામ. | ગાદીએ બેઠાના સન. |
|---|---|
| ૧ પિલાજી........ ..... ..... | ૧૭૩૧ |
| ૨ દામાજી..... ..... ... ..... | ૧૭૩૨ |
| ૩ ફતેસિંહ શિયાજીના વતી..... | ૧૭૬૯ |
| ૪ માનાજી..... ........ ..... | ૧૭૮૪ |
| ૫ ગોવિંદરાવ..... ..... ..... | ૧૭૯૨ |
| ૬ આણંદરાવ..... ...... ..... | ૧૮૦૦ |
| ૭ શિયાજી બીજો..... ........ | ૧૮૧૯ |
| ૮ ગણપતરાવ..... ..... ..... | ૧૮૪૭ |
| ૯ ખંડેરાવ........ ..... ..... | ૧૮૫૬ |
| ૧૦ મલ્હારરાવ..... ..... ..... | ૧૮૭૧ |
| ૧૧ શિઆજીરાવ ત્રીજો... ..... | ૧૮૭૫ |
| | હાલ રાજ કરે છે. |

## પ્રકરણ ૧લું.

### સવાલો.

પ્રશ્ન–હિંદુસ્તાનનો આકાર કેવો છે? તથા તેની ચારે દિશાએ શું શું આવ્યું છે? (ક. ૧)

૨–બ્રહ્મદેશ તથા સિલોન ઉપર કોનો અમલ ચાલે છે? (ક. ૧)

૩–હિંદુસ્તાનની નદીનાં નામ દો? તથા અન્ન ફળની અને ખનિજ પેદાશ શી છે? (ક. ૪, ૫)

---

## પ્રકરણ ૨ જું.

૪–હિંદના રાજ્યકીય ભાગ કેટલા થઈ શકે? અને દેશી રાજા જોડે અંગ્રેજને કેવો સંબંધ છે? (ક. ૬)

૫–હિંદના અંગ્રેજી મૂલકના રાજ ચલાવવાને કેટલા પ્રાંત કીધા છે? વાઇસિરાય, ગવર્નર, અને લેફટેનન્ટ ગવર્નરની નીમનોક કોણ કરે છે? ને વાઇસરાયનું રેહેઠાણ ક્યાં છે? (ક. ૭)

૬–અંગ્રેજી મૂલકમાં દર ચોરસ મૈલે કેટલી વસ્તી છે? અને હિંદના હાલના ખેડુતોની સ્થિતિનું વર્ણન કરો. (ક. ૮)

૭–હિંદની વસ્તીના કયા ચાર ભાગ થઈ શકે? (ક. ૯)

૮–આર્ય શબ્દનો શો અર્થ છે? અને જેમ હિંદમાં આર્ય આવતા ગયા, તેમ અનાર્યનું શું થતું ગયું? (ક. ૧૦)

## પ્રકરણ ૩ જું.

૯—અનાર્ય લોકના સ્વરૂપ ને ધર્મનું વર્ણન કરો? અને એન્ડામાન બેટના અનાર્ય, પુલીઅર, અને મુન્દવેર એ અનાર્યો વિષે શું જાણો છો, તથા મદ્રાસ ઇલાકામાં અનાર્ય લોક ક્યાં વસે છે? (ક. ૧૧)

૧૦—કદર, નેર, ગોંડ, મારી, અને જુઅંગ એ અનાર્યો ક્યાં વસે છે? અને તેઓ વિષે શું જાણો છો? (ક. ૧૨-૧૩-૧૪)

૧૧—આસામના અનાર્ય લોકનું વર્ણન કરો? (૧૫)

૧૨—સ્કંધ અને સંતાલ નામના અનાર્યનું ટુંકામાં વર્ણન કરો? (ક. ૧૭, ૧૮)

૧૩—હિંદના તમામ અનાર્યના કેટલા મુખ્ય વિભાગ છે અને તે કયા કયા? અને તેઓ ક્યાં ક્યાં વસે છે? (૧૯)

૧૪—અનાર્ય લોકના સ્વભાવનું વર્ણન કરો? (૨૦)

---

## પ્રકરણ ૪ થું.

૧૫—આર્યકુળની પ્રથમ ઊત્પત્તિ ક્યાં થઈ? તેઓ ક્યાં ક્યાં ગયા, ને ક્યાં રાજ્ય સ્થાપ્યાં? (૨૧)

૧૬—હિંદ તરફ જે આર્યો આવ્યા, તેઓ પ્રથમ ક્યાં વસ્યા, ને તેઓનું ધર્મપુસ્તક કયું? (૨૨)

૧૭—આર્યકુળની ચાર શાખા પ્રથમ એકજ કુળની છે તે શાબિત કરી બતાવો? (૨૩)

૧૮—હિંદના આર્યોનાં ધર્મપુસ્તક ક્યાં ક્યાં છે? (૨૪)

૧૯-હિંદના આર્યોની પછીથી કેટલી જ્ઞાતિ થઈ, અને કઇ કઈ? (૨૫)

૨૦-બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શુદ્રની ઊત્પત્તિ વિષે બ્રાહ્મણો શું કહે છે? તથા બ્રાહ્મણના જન્મારાના કેટલા ને કયા કયા આશ્રમ છે? અને તે આશ્રમો સમજાવો? (૨૬)

૨૧-હાલના બ્રાહ્મણના સ્વરૂપનું વર્ણન કરો. (૨૭)

૨૨-હિંદમાં ઘણા રાજાને ધર્મ થયાને નાશ પામ્યા, તથાપિ એવી કઇ જાત છે કે જેનો અમલ શરૂથી હજી સુધી હિંદી મજા પર ચાલે છે? અને જેના વિના હિંદુઓને એક દિવસ પણ ચાલું નથી. તથા હિંદુના મુખ્ય કેટલા ને કયા દેવ છે? (૨૮-૨૯)

૨૩-બ્રાહ્મણોએ તત્વજ્ઞાનનાં તથા ભાષા શાસ્ત્ર વિષે કંઈ પુસ્તક લખ્યાં છે? અને હોય તો કયાં કયાં ને તે કયારે લખાયાં? (૩૦)

૨૪-ખગોળવિદ્યામાં બ્રાહ્મણો કેટલું જાણતા? એ વિદ્યા હિંદમાંથી કયાં કયાં ગઇ? (૩૧)

૨૫-બ્રાહ્મણોના વૈદકજ્ઞાનનું તથા સંગિતજ્ઞાનનું વર્ણન કરો? (૩૨-૩૩)

૨૬-હિંદુઓનાં કાયદાનાં પુસ્તક કયાં કયાં છે? (૩૩)

૨૭-બ્રાહ્મણોનાં કવિતા રૂપ પુસ્તકો કયાં કયાં છે અને તેમાં શેનું વર્ણન છે? (૩૪)

૨૮-બ્રાહ્મણોએ વિરરસનાં કાવ્ય કયાં કયાં બનાવ્યાં તેના કર્ત્તા કોણ? અને તેમાં શેનું વર્ણન છે? તથા નાટકનાં પુસ્તકો કયાં કયાં છે? અને તે કોણ બનાવ્યાં? અને તેમાં શી બીના છે? (૩૫-૩૬)

૨૯–નળાખ્યાન ને પંચોપાખ્યાનમાં શું વર્ણન છે? અને પંચોપાખ્યાનના તરજુમા કયા કયા દેશમાં વપરાય છે? (૩૭)

## પ્રકરણ ૫ મું.

૩૦–બૌદ્ધ ધર્મ ક્યારે સ્થાપન થયો, અને હિંદમાંથી ક્યારે લય પામ્યો, તથા તે સ્થાપનારનું ટુંકામાં ચરિત્ર બોલો. તથા એ ધર્મમાં કયા કયા સિદ્ધાંત છે? (૩૮)

૩૧–બૌધ ધર્મ ક્યાં ક્યાં પ્રસર્યો, ને કયા કયા રાજાએ એ ધર્મને મદદ કરી? (૩૯)

૩૨–નલન્દના અપાસરાનું વર્ણન કરો! બૌદ્ધ ધર્મ હિંદમાંથી લય પામ્યો તે વખતે કયો ધર્મ પ્રબળ થયો! અને બૌદ્ધ ધર્મ હાલ કયા કયા દેશમાં ચાલે છે? અને તેને માનનારની સંખ્યા કેટલી છે? (૪૦–૪૧)

૩૩–બૌદ્ધ ધર્મની ઊત્પત્તિ વિષે કેટલાક વિદ્વાનોનો શો મત છે? અને એ ધર્મ હિંદમાંથી બીલકુલજ લય પામ્યો છે? કે એનો કંઈ શેષ હાલ આ દેશમાં છે! (૪૨–૪૩)

૩૪–જૈન ધર્મનું સવિસ્તર વર્ણન કરો! (૪૩)

# પ્રકરણ ૬ ઠ્ઠું.

૩૫–સિકંદર ક્યાંનો રાજા, ક્યારે હિંદ પર આવ્યો? ક્યાં સુધી આવ્યો? ને તેની સાથે કયો રાજા ક્યાં આગળ લડ્યો? ને લડાઈનું પરિણામ શું થયું? (૪૪)

૩૬–બુકેફલા શહેર કોણે ને ક્યાં તથા શા માટે વસાવ્યું? (૪૪)

૩૭–મોંગ શહેર હાલ ક્યાં છે તેનું અસલ નામ શું? અને તે કોણે વસાવ્યું? તથા સંગળ ગામ આગળની લડાઇનું વર્ણન કરો? (૪૪)

૩૮–સિંકદરે કયા શહેરના માણસોને કતલ કીધા? અને શા માટે? તથા ઊચ્છ શહેરનું અસલ નામ શું? ને તે કોણે વસાવ્યું? (૪૫)

૩૯–પતળ હૈદ્રાબાદ કોણે વસાવ્યું? સિકંદર હિંદમાંથી શી રીતે ગયો ને ક્યાં? અને પોતાના જીતેલા મૂલકની શી વ્યવસ્થા કીધી? તથા તેનો કાળ ક્યાં ને ક્યારે થયો? તથા તેના પછી હિંદનો મૂલક તેના કયા સરદારને મળ્યો? (૪૫)

૪૦–ચંદ્રગુપ્તની સંપૂર્ણ હકીકત કહો? (૪૬)

૪૧–મેગેથ્સનેસ નામના વિદ્વાને હિંદુની કેટલી જાત વર્ણવી છે? અને કઈ કઈ? તથા હિંદુ પ્રજાનું તેણે કેવું વર્ણન કીધું છે? (૪૬)

૪૨–સિકંદર પછી કયા પરદેશીએ હિંદ પર ચડાઇ કરી, તેઓ ક્યાં ક્યાં લગી આવ્યા? અને તેઓ આવ્યા હતા એવી કંઇ આજે નિશાની છે? (૪૭)



## પ્રકરણ ૭ મું.

૪૩–ગ્રીક લોક પછી કયા વિદેશીએ હિંદ પર ચઢાઇ કરી છે? તથા શક લોકે આવી પ્રથમ શું જીત્યું? ત્યાંથી તેઓ કયાં પ્રસર્યા? અને શક લોકનો કયો પ્રખ્યાત રાજા કયાં થઇ ગયો? (૪૯–૪૯)

૪૪–ગેટે અને ઘે નામના લોકો હાલ કયાં વસે છે? અને તેમની ઊત્પત્તિ કહો? તથા શક લોકને હિંદમાંથી કાઢવાને કયા કયા દેશી રાજાએ પ્રયત્ન કીધો? અને તે રાજાઓ વિષે કંઇ જાણવાજોગ હકીકત હોય તે કહો? (૪૯–૫૦)

---

## પ્રકરણ ૮ મું.

૪૫–હિંદમાં હાલ જે દેશી લોકો છે તે કઇ ત્રણ જાતના બનેલા છે? અને તેમની સ્થિતિનું વર્ણન કરો? (૫૧)

૪૬–નાભાજી કોણ? તેણે કયું પુસ્તક બનાવ્યું? અને કયારે? અને એ પુસ્તકમાં શી બીના છે? (૫૨)

૪૭–કુમારિલ ને શંકરાચાર્યનું ચરિત્ર ટુંકમાં કહો? તથા મહાદેવનું તથા તેની પૂજાની વિધિનું વર્ણન કરો? (૫૩–૫૪)

૪૮–વિશ્નુ વિષે શી હકીકત તમારા જાણવામાં છે? અને વિશ્નુપૂરાણ કયારે રચાયું? (૫૫)

૪૯–રામાનુજ, રામાનંદ, કબીર, વલ્લભસ્વામી અને ચૈતન્ય એ પુરૂષો કયારે થયા? કયો ધર્મ

લાવ્યો? ને ક્યાં તથા એમના ધર્મના મૂળતત્વ શાં હતાં? (૫૬-૫૭-૫૮-૫૯)



## પ્રકરણ ૯ મું.

૫૦-હિંદમાં બૌદ્ધ ધર્મનો નાશ થયો, તે વખતે અર્બસ્તાનમાં કયો ધર્મ સ્થાપન થયો? તે સ્થાપનાર કોણ તેનો જન્મ અને મરણ ક્યારે થયું? અને તેના મરણ પછી તે ધર્મ ક્યાં ફેલાયો? (૬૧)

૫૧-હિંદપર પ્રથમ ચઢાઈ કરનારા મુસલમાન કોણ હતા? તેઓ ક્યારે અને ક્યાં આવ્યા, ને તેમને કોણે ક્યારે પાછા હિંદમાંથી કાઢ્યા? (૬૨)

૫૨-લાહોરના જયપાળે ક્યાં ચઢાઇ કરી? શામાટે ને એ ચઢાઇનું પરિણામ શું આવ્યું? (૬૩)

૫૩-મહમદ ગીજનવી ક્યારે ગાદીનશિન થયો? તેણે હિંદપર ક્યારે અને કેટલી સ્વારી કરી? તે દરેક ચઢાઇનું વર્ણન કરો? તથા મહમદનું મોત ક્યારે થયું? (૬૪)

૫૪-ફર્દુશી કવિ વિશે શું જાણો છો? તથા ગીજની વંશનો છેલ્લો પાદશાહ કોણ? અને તેને કોણે કાઢી મૂક્યો? (૬૫)

૫૫-મહમદ ઘોરીની પ્રથમ ચઢાઈ ક્યાં અને ક્યારે થઇ? અને પછીની ચઢાઇ ક્યાં ક્યારે ને કોના કહેવાથી કરી? ક્યાં આગળ લડાઈ થઇ? તેમાં ક્યારે ને કોણ હાર્યું? (૬૬)

૫૬–મહમદે ક્યાં ક્યાં શહેર ક્યારે જીત્યાં ? ને તેની પાસેથી કયું શેહેર કોણે ક્યારે પાછું લીધું ? ને મહમદ ઘોરીનું મોત ક્યારે ને કોણે આણ્યું. (૬૬)

૫૭–ગુલામવંશ ક્યાંથી ક્યાં સુધી ચાલ્યો ? એ વંશનો પહેલો પાદશાહ કોણ ? તે શી રીતે પાદશાહ થયો ? ગુલામવંશ નામ શાથી પડ્યું ? ને કુતબુદ્દીનની હકીકત ટુંકામાં બોલો ? (૬૭)

૫૮–અલ્તમસ કુતબુદ્દીનનો શો સગો થાય ? એની કારકિર્દીનું વર્ણન કરો ? ને એના વખતમાં કયો મોગલ સરદાર હિંદ પર ચઢયો ? (૬૯)

૫૯–રજીઆ બેગમ કોની છોકરી ને કોની બેન ? એના અમલનું સંપૂર્ણ બ્યાન કહો ? (૭૧)

૬૦–નાસરૂદ્દીન પાદશાહની હકીકત બોલો ? (૭૩)

૬૧–નાસરૂદ્દીન પછી બલબન કયા સંબંધથી ગાદીપતિ થયો ? અને અલ્તમસનો શો સગો થાય ? એના વખતમાં કયા પ્રાંતમાં બંડ થયું. ને તે પ્રાંતનો સુબેદાર કોને નીમ્યો ? અને એના મોટા છોકરાનું મરણ શી રીતે થયું ? (૭૪)

૬૨–કૈકુબાદે કેવી રીતે રાજ કીધું ? એના વજીરનું નામ શું ? કૈકુબાદે કોને ઝેરથી માર્યો ? ને એનું મોત કોણે શી રીતે આણ્યુ. (૭૫)

૬૩–ગુલામ વંશના પાદશાહ કેટલા થયા, તે દરેક ક્યારે ગાદીએ બેઠા, ને ઊઠ્યા તથા કેટલા વર્ષ રાજ્ય કીધું ? તે ગણીને કહો ? (૭૬)

૬૪–જલાલુદ્દીન પાદશાહના વખતમાં લોકો દુખી શાથી થયા ? એના ભત્રિજાનું નામ શું ? તેણે ક્યાં

ચઢાઈ કરી ને કયાં શહેર લૂટયાં? અને જલાલુદ્દીનને કોણે માર્યો? (૭૭)

૬૫–અલ્લાઊદ્દીને પાદશાહ થવામાં કોને શી લાંચ આપી? તેણે કયા કયા દેશ કયારે જીત્યા? અને મોગલોને કેટલીવાર હરાવ્યા? ને કયારે? (૭૮)

૬૬–મલેક કાફુર કોણ? તેણે કયાં કયાં ચઢાઇ કરી? (૭૮)

૬૭–મોગલપરૂં કયાં છે? એવું નામ શાથી પડયું? અલાઊદ્દીનના જીતેલા મૂલકમાંથી કયા કયા હિંદુઓએ પાછા જીત્યા? અને અલાઊદ્દીનના સંબંધમાં કરણઘેલો, દેવળદેવી ને કમળાદેવી વિષે શું જાણો છો? (૭૮–૨૪૦)

૬૮–અલાઊદ્દીન પછી કોણ ગાદીએ બેઠું? તેના વતી કોણે કામ ચલાવ્યું, અને એ પાદશાહ તથા તેના કામ ચલાવનારની શી વલે થઈ? ને શાથી? (૭૯)

૬૯–ઊમરપાદશાહની હકીકત કહો? અને એને કોણે મારી નાંખ્યો, અને એ મારનારની હકીકત કહો, તથા તેનું મરણ શી રીતે થયું? (૮૦)

૭૦–ખિલજીવંશના પાદશાહનાં નામ અને ગાદીએ બેઠાનાં વરશ કહો? (૮૧)

૭૧–તઘલખવંશનો પહેલો પાદશાહ કોણ? પ્રથમ તે કયાંનો સુબેદાર હતો? તેણે રાજગાદી કયાં કીધી, ખેડુતના સંબંધમાં તેણે શું કીધું? ને એનું મરણ શી રીતે આવ્યું? (૮૨)

૭૨–મહમદતઘલખ અથવા જુમાખાંની કારકિર્દીનુ સંપૂર્ણ વાર્ણન કરો? (૮૩)

૭૩–મુસલમાન પાદશાહોમાં મેહેસુલ ઊઘરાવવાના નિયમ પ્રથમ કોણે બાંધ્યા. (૮૪)

૭૪–જુમાખાં પછી કોણ પાદશાહ થયો? તેની કારકિર્દીનું વર્ણન કરો? ને એનો વજીર કોણ હતો? (૮૫)

૭૫–ફિરોજશાહ પછીના ચાર પાદશાહોનાં નામ દો? (૮૬–૮૭)

૭૬–મહમદતઘલખ બીજાને કોણે ગાદીથી ઉઠાડી મૂકયો? અને પાછો મહમદ પાદશાહ કયારે થયો, ને વજીર કોને બનાવ્યો? એના વખતમાં કયો પરદેશી રાજા હિંદપર ચઢયો? કયારે? તે કયાં સુધી આવ્યો? શું કીધું? ને મહમદશાહ કયાં નાઠો? તૈમુરના ગયા પછી રાજકારભાર કોની કોની પાસે ગયો? અને ત્યારપછી કોને હાથ રાજગાદી આવી? (૮૭)

૭૭–તઘલખ વંશના પાદશાહોની વંશાવળી બોલો. (૮૮)

૭૮–મહમદ બીજા પછી કોણે કેટલી મુદત પાદશાહ કહેવડાવ્યા વિના અમલ કીધો? ત્યારપછી દિલ્હી કોણે જીતી? એ દિલ્હીનો રાજકારભાર કયા કારણથી લઇ શકયો? એના પછી કોણ પાદશાહ થયો? એ નવા પાદશાહે કયા લોક જોડે લડાઇ કરી? અને કયો દેશ જીતવાને મીથ્યા પ્રયત્ન કીધો? અને એનું મરણ શાથી થયું? સૈયદ મહમદના મુલક કોણે જીત્યા? અને એ મહમદ પછી કોણ પાદશાહ થયો? (૮૯)

૭૯–સૈયદવંશી પાદશાહનાં નામ ને ગાદીએ બેઠાનાં વરસ લખો? (૮૯)

૮૦—બહિલોલ લોદીએ કોને જીત્યા? જુવાનપૂરના હાકેમ જોડે કેટલા વર્ષ સુધી એ લડયો? અને કેટલા મુલકપર બહલોલની આણ ફરતી? (૯૦)

૮૧—બહલોલ પછી કયા બે પાદશાહ થયા? તેમાં છેલ્લાના વખતમાં કોણ કોને દિલ્હીપર ચઢાવી લાવ્યું? કયાં આગળ લડાઇ થઈ? ને તેનું પરિણામ શું આવ્યું? (૯૧)

૮૨—ચેરા, ચોલા ને પાંડયના રાજ્યની હકીકત ટુંકામાં કહો? (૯૨—૯૩—૯૪)

૮૩—દક્ષિણ હિંદમાં વધારે પ્રખ્યાત હિંદુ રાજ કયું હતું? તે કયાંથી કયાં સુધી ચાલ્યું, ને તેની રાજધાની કયું શહેર ને તે હાલ કયાં છે? (૯૫)

૮૪—બ્રાહ્મણી વંશનું રાજ્ય કોણે સ્થાપ્યું? શી રીતે? અને તેના રાજા મુસલમાન છતાં બ્રાહ્મણી રાજ્ય કેમ કહેવાયું? એ રાજ્ય કયાંથી કયાં સુધી ચાલ્યું? એની રાજધાની કયા કયા શહેરોમાં થઇ હતી? અને એ શહેરો હાલ કયાં છે? અને એ રાજ્ય કયારે અને કોના પ્રયત્નથી પૂર જોરમાં આવ્યું? (૯૬)

૮૫—બ્રાહ્મણી રાજ્યનાં કેટલા વિભાગ થયા? કયા કયા? એ દરેક રાજ્યની રાજધાની કહો? અને તે કોણે વસાવ્યું? અને કયારે? અને એ દરેક રાજનો લય કયારે શી રીતે થયો? (૯૭)

૮૬—વિજયનગરના હિંદી રાજ્યને કોણે કયારે ને કયાંની લડાઈમાં જીતી પોતાના રાજ્યમાં ઊમેર્યું? મદ્રાસ વસાવવાની પરવાનગી કોણે કોને ને કયારે આપી? (૯૮)

# પ્રકરણ ૧૦ મું.

૮૭–મોગલ વંશનો પહેલો પાદશાહ કોણ? તૈમુરથી તે કેટલામો પાદશાહ હતો? તેનો જન્મ ને મરણ ક્યારે થયું? તેને પોતાના દેશની ગાદી ક્યારે ને કેટલી ઊમરે મળી? બાબરે ક્યા ક્યાં શહેર ને પ્રાંત ક્યારે ક્યારે જીત્યાં? દિલ્હીની ગાદી એને ક્યારે ને શી રીતે મળી? અને હિંદમાં તેણે ક્યાં ક્યાં શહેર ને પ્રાંત ક્યારે ક્યારે જીત્યાં? તથા એનામાં કેવા કેવા ગુણ હતા? દારૂ નહીં પીવાની બાધા એણે ક્યારે લીધી? અને એનું મરણ શી રીતે આવ્યું? (૯૯)

૮૮–હુમાયુન ગાદીએ બેઠો તેવામાં ક્યા પ્રાંત કોને આપવા પડ્યા? હુમાયુનને ઈરાન શા માટે નાશી જવું પડ્યું? ઈરાનના ક્યા પાદશાહે એને શી મદદ આપી? (૧૦૦–૧૦૧)

૮૯–શિરશાહ અને તેના છોકરાની હકીકત કહો? હુમાયુને પોતાનું રાજ્ય કોની પાસેથી ક્યારે કઈ લડાઈ જીતીને પાછું લીધું? અને હુમાયુનને બીજું કયું રાજ પાછુ મળ્યું? અને ગૂજરાતના ક્યા પાદશાહને હુમાયુને હરાવ્યો? અને હુમાયુનનું મરણ ક્યારે ને શી રીતે થયું? તથા એનો વજીર કોણ? (૧૦૧)

૯૦–અકબરનો જન્મ ક્યારે ને ક્યાં થયો? એ જ્યારે હિંદ પર રાજ્ય કરતો ત્યારે ઇંગ્લાંડમાં ગાદીનશિન કોણ હતું? એ નાનો હતો ત્યારે એના વતી કોણ રાજ્ય ચલાવતું? અકબરે ક્યાંથી ક્યાં જઇ પોતાની રાજધાની કરી આંણ ફેરવી ને શા માટે? બહેરામનું મરણ શી રીતે થયું? અને અકબરે એને શા માટે

માફી આપી હતી? અકબરે હિંદુઓની પ્રિતિ શી રીતે મેળવી? અકબર ને તેનો પુત્ર જહાંગીર કોને પરણ્યા હતા? (૧૦૦–૧૦૨)

૯૧–ટોરમલ કોણ? અને તેણે શું કીધું? જમાબંધીના કયા કયા નિયમો હતા? (૧૦૨–૧૦૩)

૯૨–અકબરે કયાં કયાં પુસ્તકોના કોની પાસે ફારસીમાં તરજુમો કરાવ્યો? (૧૦૨)

૯૩–આઈને અકબરી એટલે શું? અને તે કોણે બનાવી? અને કયા હાનિકારક ચાલ અકબરે બંધ પાડયા? ને કયો વેરો અકબરે કાઢી નાંખ્યો? અને તે વેરો કયા લોક ઉપર હતો? કયો ફાયદાકારી રીવાજ અકબરે ચલાવવાની રજા આપી? (૧૦૨)

૯૪–શહેરો અને મુલકો મળી અકબરે ૮ મુલક જીત્યા છે, એમ બતાવ્યું છે, તે કયા કયા ને કયારે ને કયા સરદાર મારફતે? (૧૦૨)

૯૫–દક્ષિણનું કયું રાજ્ય અકબરથી લડાઇ કરી જીતી શકાયું નહીં? અને આખરે તે શહેર શી રીતે જીતાયું? અને તે શહેરના રાજ્યકર્તા કોણ ને તેનું સંપૂર્ણ વર્ણન કરો? (૧૦૨)

૯૬–અકબર કયારે મુઓ? શાથી? ને તેને કયાં દાટયો છે? અને તેને માન આપવા માટે તેની કબર ઊપર કોણે કયારે શું કીધું? (૧૦૨)

૯૭–અકબરે રાજ્ય ધર્મ તરીકે ચલાવવાને કેવો ધર્મ ઊત્પન્ન કીધો? અને શેમાંથી? (૧૦૨)

૯૮–જહાંગીર દક્ષિણ હિંદમાં કેટલા મૂલક જીતી શકયો? એનો કયો છોકરો દક્ષિણના કયા રાજ્યના

ક્યા વજીરને છુપી મદદ કરતો હતો? જહાંગીર પાસેથી કયો પ્રાંત ઇરાની શાહે જીત્યો? કાબુલનું બંડ બેસાડવામાં જહાંગીરને કોણે મદદ કરી હતી? જહાંગીરના રાજ્યની પેદાશ કેટલી હતી? અને જમીનવેરાની કેટલી પેદાશ હતી? (૧૦૫)

૯૯—જહાંગીર પ્રથમ કોની જોડે પરણ્યો હતો? પાછળથી તેની બેગમ કોણ થઇ, ને શીરીતે? તે સવિસ્તર રીતે બોલો? જહાંગીર તથા નૂરજહાંને કોણે કેદ કીધાં? ને એ કેદમાંથી પાદશાહને કોણે શી રીતેછોડવ્યો? જહાંગીરનું દારૂનું વ્યસન કોણે છોડાવ્યું? (૧૦૫)

૧૦૦—જહાંગીરના રાજનો અહેવાલ કોણે લખ્યો છે? તે ક્યાંથી ને ક્યારે હિંદમાં આવ્યો? ને જહાંગીરના રાજ્ય વિષે તેણે શું લખ્યું છે? (૧૦૫)

૧૦૧—જહાંગીરે કયા ધર્મને ઉતેજન આપ્યું? અને કઇ વસ્તુ એના વખતમાં હિંદમાં પ્રથમ આવવા લાગી? (૧૦૫)

૧૦૨—શાહજહાં ગાદીએ બેઠો, તે વખતે કોને પેનશન બાંધી આપ્યું? ને કોને મારી નાંખ્યા? એને શેનો શોક હતો? અને શેમાં એ ઘણો કાબેલ હતો? એના વખતમાં કયો પ્રાંત એના રાજમાંથી કમી થયો? અને તેણે ક્યાં પોતાનું રાજ્ય વધાર્યું? અને કયા કયા રાજા પાસેથી ખંડણી લીધી? (૧૦૬)

૧૦૩—ઇ૦ સ૦ ૧૬૩૬, ૧૬૫૭ માં શી બીના બની? (૧૦૬)

૧૦૪—તાજમહેલ કોણે ક્યાં બાંધ્યો? શાહજહાંએ

પોતાનું સિંહાસન કેવા આકારનું ને કેટલી કિંમતનું બનાવ્યું? કયા યૂરોપી ઝવેરીએ તેની એ કિંમત કરી હતી? એના રાજમાં જમીનવેરાની કેટલી ઉપજ હતી? (૧૦૬)

૧૦૫–શાહજહાંને કેટલા અને કયા કયા પુત્ર હતા? તેમાંથી કયાએ એને કેદમાં નાંખ્યો? શાહજહાંનું મરણ ક્યારે થયું? (૧૦૬)

૧૦૬–ઔરંગજેબના ત્રણે ભાઇના મરણ શી રીતે થયાં? કયા મરેઠા રાજાને એણે મારી નાંખ્યો? અને તેનું રાજ્ય એની પાસે રહ્યું કે? ઈ૦ સ૦ ૧૬૮૮ માં ક્યાં રાજ્યને જીતી એના રાજમાં જોડયાં? આસામ ઉપર સ્વારી કરવાને એણે કોને મોકલ્યો? ને તેનું પરિણામ શું આવ્યું? એના વખતમાં પંઝાબમાં કયું સ્વતંત્ર રાજ્ય સ્થપાયું? હિંદુઓ સાથે એ કેવી રીતે ચાલ્યો? ને કયો વેરો ફરીથી શરૂ કીધો? ઇ૦ સ૦ ૧૬૭૭ માં શી બીના બની? એનો માળવા પ્રાંત કોણે શા માટે લૂટયો? એની પેદાશ કેટલી હતી? અને ખરચ કેટલો હતો? એના ગુણ કેવા હતા? એનું મરણ ક્યારે થયું? (૧૦૭)

૧૦૭–ઔરંગજેબ પછીના ત્રણ પાદશાહોનાં નામ દો? ને તેની કારકિર્દીનું ટુંકમાં વર્ણન કરો? (૧૦૮–૧૦૯–૧૧૦)

૧૦૮–મહમદશાહ પાદશાહના વખતમાં કયા બે સરદારો પાદશાહથી સ્વતંત્ર થઈ ગયા? અને તેમાંના કયાના વંશજો હાલ કયાં રાજ્ય કરેછે? (૧૧૦)

૧૦૯–સૈયદ અબદુલ્લા અને સૈયદ હુસેનની હકી-

ક્ત કહો? અને મહુમદશાહના વખતમાં કયો પરદેશી રાજા ક્યારે ચઢી આવ્યો? ને શું કીધું! તથા શું લઈ ગયો? (૧૧૦)

૧૧૦–મોગલોની છેલ્લી જીત કયાં વરસમાં ને કયા પાદશાહના વખતમાં કયા શાહુજાદાએ ને વજીરે મળી મેળવી, અને કોની સામે? વળી મહુમદશાહના વખતમાં કયો દેશ સ્વતંત્ર થઈ ગયો? (૧૧૦)

૧૧૧–અહુમદશાહ દુર્રાની ફરીથી કયા પાદશાહના વખતમાં આવ્યો? ને તેને શું આપી પાછો વાળ્યો? અને કયા મરેઠા સરદારે દિલ્હીપર ચઢાઇ કરી? તે વખતે પાદશાહને કોણે આંધળો ને પદભ્રષ્ટ કીધો? ને કોને પાદશાહ બનાવ્યો? (૧૧૧)

૧૧૨–આલમગીર બીજો ને ત્યારપછીના પાદશાહો કેવા પાદશાહ કહેવાય છે? એના વખતમાં કયા કયા સરદારોએ દિલ્હીપર ચઢાઈ કરી? અને એને કોણે મારી નાંખ્યો? (૧૧૨)

૧૧૩–શાહઆલમ પાદશાહના વખતમાં પાણીપતની લડાઇ કયા વરસમાં કોની વચ્ચે થઇ? અને તેનું પરિણામ શું આવ્યું? શાહઆલમને કોણે આંધળો કર્યો? ને તેને કેદમાંથી કોણે છોડવ્યો? (૧૧૩)

૧૧૪–શાહઆલમના પછી કયા બે પાદશાહ થયા તેમાંના બીજાનું શું થયું? ને તેના પુત્ર ને પૌત્રને કોણે ક્યાં શાવડે ને શામાટે માર્યા? (૧૧૪–૧૧૫)

૧૧૫–મોગલ વંશની વંશાવળી બોલો? (૧૧૬)

૧૧૬–ઔરંગજેબ ને અકબરનો મુકાબલો કરી બતાવો? (૧૧૭)

## પ્રકરણ અગ્યારમું.

૧૧૭–શિવાજીનો જન્મ ક્યારે થયો? તેના બાપનું નામ શું? અને તે એને વારસામાં શું આપી ગયો? શિવાજીએ ક્યાં અને શીરીતે કિલ્લા બાંધ્યા? શિવાજીના લશ્કરનું વર્ણન કરો? (૧૧૮)

૧૧૮–ઈ૦ સ૦ ૧૬૫૯, ૧૬૬૩, ૧૬૬૪, ૧૬૬૫, ૧૬૬૬, ૧૬૭૪, ૧૬૭૬ અને ૧૬૮૦ માં શી બીના બની? (૧૧૯)

૧૧૯–શિવાજીને દાબી દેવાનો પ્રયત્ન કોણે કીધો? અને તે શામાટે એને દાબી શક્યો નહીં? (૧૨૦)

૧૨૦–શંભાજીની કારકિર્દીનું વર્ણન કરો? તથા મરાઠા રાજાની વંશાવળી બોલો? (૧૨૧–૧૨૨–૧૨૪)

૧૨૧–મરેઠા રાજા નબળા પડવાથી રાજ્યસત્તા કોના હાથમાં ગઇ? અને શિવાજીના વંશજને હાથ ક્યાં બે નાનાં રાજ્ય રહ્યાં? એમાંનું ક્યું હાલ હયાત છે? અને ક્યું ક્યારે લય પામ્યું? તથા બીજો શાહુ કોણ? (૧૨૩)

૧૨૨–બાલાજી વિશ્વનાથ પેશ્વા શીરીતે થયો? અને ક્યારે? ઇ૦ સ૦ ૧૭૧૮ અને ૧૭૨૦ માં શી બીના બની? (૧૨૪)

૧૨૩–મલ્હારરાવ હોલ્કર ને રાણોજી સિંધીઆ વિષે શું જાણો છો? એઓના વંશજને હાથ રાજ્ય શીરીતે આવ્યું? અને એઓનું રાજ્ય ક્યાં છે? બાજીરાવે કયો પ્રદેશ દિલ્હીના પાદશાહ પાસેથી જીત્યો? અને ઈ૦સ૦ ૧૭૩૯માં શી બીના બની? (૧૨૫)

૧૨૪–ડભોઇની લડાઇ ક્યારે કોની વચ્ચે ને શા માટે થઇ? અને તેનું પરિણામ શું આવ્યું? અને ગાયકવાડની ઊત્પત્તિ કહો? (૧૨૬–૨૪૯)

૧૨૫–બાલાજી બલ્લાલના વખતમાં કયા સરદારે કેટલી વાર બંગાળાપર ચઢાઈ કરી? અને કયાં કયાં શ્હેર ક્યારે લૂટયાં? અને બંગાળાના નવાબે મરેઠાને શું આપ્યું? અને ઇ૦ સ૦ ૧૭૬૧માં શો બનાવ બન્યો, ને તે બનવાનું કારણ શું? (૧૨૭–૧૧૩)

૧૨૬–મરેઠી રાજ્યના મુખ્ય પાંચ વિભાગ કયા કયા? માધવરાવ પેશ્વાના ઊપર કોણે કોણે ચઢાઇ કરી, તેમાં કોણ હાર્યું? ને અહલ્યાબાઇનું સંપૂર્ણ વર્ણન કરો? તથા માધવરાવના દરબારમાં કયા કયા નામાંકિત પુરૂષો શા શા કામપર હતા? (૧૨૮-૧૨૯)

૧૨૭–માધવરાવ પછી કોણ પેશ્વા થયો? ને તેનું મરણ શીરીતે થયું? બીજા માધવરાવનું મરણ શી રીતે થયું? એના વખતમાં કયો પ્રખ્યાત વિગ્રહ થયો ને શા માટે? તેમાં રઘુનાથરાવને તથા અંગ્રેજને શું મળ્યું? એ લડાઇ ક્યારે થઈ? અને બંને પક્ષકાર કોણ અને તેઓની મદદે કોણ હતા? (૧૩૦)

૧૨૮–બીજા બાજીરાવના વખતમાં કઈ પ્રખ્યાત લડાઈ થઇ? એ લડાઈ થવાનું કારણ શું? કયાં કયાં આગળ ક્યારે ક્યારે કયા કયા અંગ્રેજ સરદારોએ જીત મેળવી? એથી અંગ્રેજને શું મળ્યું? અને પુનામાં અંગ્રેજી કાંપ કયા પેશ્વાના વખતમાં થઇ? (૧૩૧)

૧૨૯–છેલ્લો મરેઠા વિગ્રહ ક્યારે થયો? એમાં કોણ કોણ, કોની જોડે લડ્યા? અને તેથી શું પરિણામ આવ્યું? બાજીરાવ પેશ્વાનું શું થયું? નાના

સાહેબ કોણ? સાલબાઇ ને વસાઇનું તહનામાં ક્યારે કોની કોની વચ્ચે થયાં? અને તેમાં શી શી બીના હતી? તથા નાના ફડનવીસની ટુંકી હકીકત કહો? (૧૩૨-૧૩૩-૧૩૪)



## પ્રકરણ ૧૨ મું

૧૩૦–હિંદપર ચઢાઇ કરનારા પ્રથમ કયે રસ્તેથી આવતા? યૂરોપી લોક હિંદમાં શામાટે અને કયે રસ્તેથી આવ્યા? અને એઓને શીરીતે રાજ્ય મળ્યું? અને સૌથી વધારે રાજ્ય કઈ પ્રજાને મળ્યું? (૧૩૫)

૧૩૧–યૂરોપી પ્રજામાંથી સૌથી પેહેલી કઇ પ્રજા આપણા દેશમાં આવી? તેનો કયો સરદાર કયે રસ્તેથી હિંદના કયા બંદરમાં ક્યારે આવી પહોચ્યો? તે કેટલી મુદત હિંદમાં રહ્યો? પાછો ફરીથી ક્યારે આવ્યો? એ વખતે કોની જોડે મળી જઇ કોની જોડે લડાઇ કરી? અને ઈ૦ સ૦ ૧૫૦૩, ૧૫૦૫, ૧૫૦૯, અને ૧૫૧૦માં શી બીના બની? (૧૩૬)

૧૩૨–પોર્ટુગીઝે ક્યાં ક્યાં પોતાનો વેપાર શરૂ કીધો? તેઓનું રાજ હાલ હિંદમાં કયે ઠેકાણે છે? પોર્ટુગીઝનો વેપાર હિંદમાંથી શી રીતે પડી ભાગ્યો? અને ઇ૦ સ૦ ૧૫૧૭, ૧૫૨૪ અને ૧૫૨૭માં શી બીના બની (૧૩૬)

૧૩૩–હિંદમાં આવવા કયે રસ્તે ને કયા વલંદાએ પ્રથમ યત્ન કીધો? અને કયો વલંદો ક્યારે પૂર્વના કયા દેશોમાં પ્રથમ આવ્યો? વલંદાએ બીજા દેશોમાં

ક્યાં ક્યાં શેહેર વસાવ્યાં? અને કયા દેશ શોધ્યા? અને એઓની પ્રથમ રાજધાની કઈ? ઈ૦ સ૦ ૧૬૦૨ અને ૧૬૧૯માં શી બીના બની? (૧૩૭)

૧૩૪–ઈ૦ સ૦ ૧૬૪૦, ૧૬૫૨, ૧૬૫૮, ૧૬૬૪, માં શી બીના બની અને વલંદાના રાજ્યની પડતી કયા બે કારણથી થઇ? વલંદાની કીર્તિ હિંદમાં કોણે ક્યારે ઝાંખી પાડી અને શું કરીને? હાલ વલંદાને તાબે હિંદમાં કોઇ શેહેર છે? વલંદા હિંદમાં આવ્યા હતા એની કંઈ નિશાની હાલ જોવામાં આવે છે? અને ક્યાં ક્યાં? (૧૩૭)

૧૩૫–પ્રથમ કયા અંગ્રેજે ક્યારે ને કયે રસ્તેથી હિંદમાં આવવા પ્રયત્ન કીધો? અને બીજા કયા અંગ્રેજે એજ રસ્તેથી આવવા ક્યારે પ્રયત્ન કીધો? એ રસ્તેથી હિંદમાં આવી શકાયું કે નહીં? અને એ પ્રયત્નથી કયા કયા દેશને દરિઆ જડયા? કયો અંગ્રેજ ક્યારે હિંદમાં પ્રથમ આવ્યો? રાલ્ફફિચ, જેમ્સન્યુબેરી, લીડ્સ વિષે શું જાણો છો? (૧૩૮) (૧૩૯)

૧૩૬–અંગ્રેજોની ઇસ્ટ ઇન્ડીયા કંપની પ્રથમ ક્યારે થઈ, તેને કોણે સનંદ આપી? તેના કેટલા ભાગીદારને જોડાણ હતો? એ કંપની સિવાય ઇંગ્લાંડમાં બીજી કંપનીઓ થઇ? એ બધી કંપનીઓ ક્યારે જોડાઈ ગઇ? અને તેનું નામ શું પાડયું.? (૧૩૯)

૧૩૭–કંપનીની ૧લી સફર ક્યારે કોણે ને ક્યાં ક્યાં કીધી. ત્યાર પછી અંગ્રેજો ક્યાં ક્યાંથી તેજાના લઇ જતા? હિંદમાં અંગ્રેજને કોણે પેસવા ન દીધા? પોર્ટુગીઝને અંગ્રેજ વચ્ચે ક્યારે કયાં આગળ શાથી લડાઇ થઇ? કોણ જીત્યું? ને અંગ્રેજનો સરદાર કોણ

હતો ? પછી અંગ્રેજને હિંદ જોડે વેપાર કરવાને કોણે ને શાથી રજા આપી ? તથા આમ્બોયનાની કતલ ક્યારે થઇ, કોણે કીધી, શા માટે અને કોની ? અને એ કતલની નુકશાની કોણે કોને કેટલી આપી. (૧૪૦) (૧૪૧)

૧૩૮–મદ્રાસ ઇલાકામાં અંગ્રેજનું પ્રથમ થાણું ક્યાં થયું ? ક્યારે ને શી રીતે ફોર્ટ સેન્ટ જ્યોર્જ કોણે ને ક્યાં બાંધ્યો ? પશ્ચિમ હિંદમાં અંગ્રેજનું પ્રથમ થાણું ક્યાં થયું ? અને ક્યારે ? મુંબઈ બેટ અંગ્રેજ કંપનીને શી રીતે ને ક્યારે મળ્યો ? સુરતમાંથી મથક ઉઠાવી મુંબઇમાં ક્યારે ને શા માટે કીધું ? (૧૪૨ ૧૪૩)

૧૩૯–૪૦ સ૦ ૧૬૩૪, ૧૬૪૦, ૧૬૪૨, ૧૬૪૫, ૧૬૮૧, ૧૬૮૬, ૧૬૮૯, ૧૭૦૦ માં શી બીના બની તથા મેસર્સ * હોબ્સ અને જોબચાર્નાક વિષે શું જાણો છો. (૧૪૪)

૧૪૦–ફ્રેંચના પોંડિચરીને ચંદ્રનગર શેહેર ક્યારે ને શી રીતે વશ્યાં ? તથા ઈ૦ સ૦ ૧૬૦૪, ૧૬૧૧, ૧૬૧૫, ૧૬૪૨, ૧૬૪૪, ૧૭૧૯, ૧૭૪૧ માં શી બીના બની. (૧૪૫)

૧૪૧–ચંદા સાહેબ કોણ ? અને તેને કોણે ક્યાંની લડાઈમાં કેદી બનાવ્યો, ને ક્યાં લઈ ગયા ? તથા મુજફ્ફરજંગ કોણ ને તેનો મેળાપ ચંદા સાહેબ જોડે શાથી ક્યાં થયો ? તથા અન્વરૂદ્દીન કોણ તેને કોણે કોણે એકઠા મળી હરાવ્યો, ને માર્યો. (૧૪૬–૧૪૭)

---

* મિસ્તરનું બહુવચન મેસર્સ.

૧૪૨–જીંજીગઢ કોનો હતો, કોણે જીત્યો? તથા દક્ષિણનો સુબેદાર ને કર્ણાટકનો નવાબ કોણે કોને બનાવ્યો? અને એના બદલામાં ફ્રેંચને શું મળ્યું? (૧૪૭).

૧૪૩–નાસિરજંગ કોણ તે કોની સાથે લડયો? એ લડાઇમાં ફ્રેંચે કોનો પક્ષ પકડયો હતો? અને ડુપ્લે ફતેહઆબાદ વિષે શું જાણો છો? (૧૪૭)

૧૪૪– ક્લૈવે આર્કાટ ઉપર શા માટે ઘેરો ઘાલ્યો? ને એ ઘેરાનું પરિણામ શું આવ્યું? તથા ક્લૈવે કયા શેહેરને કઇ ઇમારતનો નાશ કીધો. (૧૪૮)

૧૪૫–ડુપ્લેના પછી ફ્રેંચનો કયો ગવરનર આવ્યો? તેણે અંગ્રેજનો કયો ઘઢ જીત્યો, ને શેને ઘેરો ઘાલ્યો? વાંદેવાશના ઘેરામાં કોણે કોને હરાવ્યો ને કેદ પકડયો? ફ્રેંચ રાજ્ય કોના વખતમાં પડી ભાગ્યું? ઇ૦ સ૦ ૧૭૬૧ માં શી બીના બની તથા ડુપ્લે ને ક્લૈવના ગુણની સરખામણી કરો? (૧૪૯)

૧૪૬–ઇ૦ સ૦ ૧૬૧૨, ૧૬૧૬, ૧૬૪૫, ૧૬૭૦ માં શી બીના બની? તથા ડેન લોકના બીજાં કયાં કયાં થાણાં હિંદમાં હતાં? તથા ઇ૦ સ૦ ૧૬૯૫, ૧૭૩૧ માં શી બીના બની. (૧૫૦–૧૫૧)

---

## પ્રકરણ ૧૩ મું.

૧૪૭–ઔરંગજેબના મુઆ પછી દક્ષિણ હિંદમાં કયાં કયાં સંસ્થાન કેવી રીતે રાજ્ય કરતાં હતાં? ફ્રેંચનું પોંડિચરીને અંગ્રેજનું મદ્રાસ કયારે વશ્યું? તથા ઇ૦

સ૦ ૧૭૪૪ તથા ૧૭૪૮માં શી ખીના બની? લાબોર્ડોનસ કોણ? તેણે હિંદમાં આવીશું જીત્યું તથા મદ્રાસ અગ્રેજને પાછું શાથી મળ્યું! (૧૫૨)

૧૪૮—હિંદમાં ફ્રેંચ રાજ્ય શાથી પડી ભાગ્યું? બંગાળામાં ફ્રેંચ, વલંદા ને અંગ્રેજનાં થાણાં મુર્શીદકુલીખાનના વખતમાં કયાં કયાં હતાં? મુર્શીદકુલી ખાન પછી કોણ નવાબ થયો? તેની પાસેથી કયારે ને કોણે બંગાળા જીત્યું? અને એ જીતનારનું મૃત્યુ કયારે થયું? ને તેના પછી કોણ ગાદીએ બેઠું (૧૫૩—૧૫૪)

૧૪૯—કલકત્તાની અંધારી કોટડી કયા કિલ્લામાં હતી? તે કેવડી હતી? તેમાં કેટલા અંગ્રેજને કોણે કેદ કીધા? શા માટે? કેટલા જીવતા રહ્યા? અને એથી કયા અંગ્રેજ સરદારો નવાબ ઉપર ચઢ્યા? ને નવાબ પાસેથી શું લીધું? (૧૫૪)

૧૫૦—પ્લાસીની લડાઇ કયારે થઇ ને તેનું પરિણામ શું આવ્યું? તથા એ લડાઇનું કારણ અથઇતિ કહો?

૧૫૧—સુરાજ ઊદૌલા પછી કોણ નવાબ થયો? તેણે નવાબ થવામાં કોને શું શું આપ્યું? તથા કંપનીને શો લાભકારી કરાર કરી આપ્યો? તથા ખુદ કલૈવને શું મળ્યું? ને તે એની પાસેથી કયારે કોણે લઈ લીધું? શાહ આલમ તથા કર્નલ ફોર્ડ વિષે શું જાણો છો (૧૫૬)

૧૫૨—મીર જાફરને ઊઠાડી અંગ્રેજે કોને નવાબ બનાવ્યો ને એ નવા નવાબે અગ્રેજને શું આપ્યું? મીર કાસીમની રાજગાદી કયાં હતી? તેનું લશ્કર કેવું હતું? અંગ્રેજ લોકે તેને શા માટે લડવું પડયું? કયાં

ક્યાં લડાઈ થઇ તેમાં અંગ્રેજ સરદાર કોણ હતો ને લડાઇનું પરિણામ શું આવ્યું ? બક્સારની લડાઇ ક્યારે કોની કોની વચ્ચે થઇ ને પરિણામ શું થયું ? (૧૫૬)

૧૫૩–ઈ૦ સ૦ ૧૭૬૫ માં ક્લૈવ ઇંગ્લાંડથી પાછો આવી કયા કયા રાજ્વશીને ક્યા કયા પ્રાંત પાછા આપ્યા ? ને કંપનીના નોકરોની કઇ વર્તણુક બંધ કીધી ? તથા ક્લૈવ છેલી વારનો ઇંગ્લાંડ ક્યારે ગયો ? (૧૫૬)

૧૫૪–હેસ્ટિંગ્સ ક્યારે ગવર્નર થયો ? તે વખતે તેની ઊમર કેટલી હતી ? તેણે પ્રથમ કામ શું કીધું. તેના વખતમાં કયો એક્ટ ક્યારે થયો તેમાં કઇ કઇ કલમો હતી ? કયા સભાસદ જોડે હેસ્ટિંગ્સને બનતું નહીં. કંપનીનું દેવું મટાડવાને હેસ્ટિંગ્સે કયાં જુલમાત ભરેલાં ૪ કામ કીધાં છે ? તેની સવિસ્તર હકીકત કહો. એ જ્યારે ઇંગ્લાંડ ગયો, ત્યારે એના પર શું તોહમત મૂકાયું ને તેમાં શું ઠર્યું ? (૧૫૭)

૧૫૫–નંદકુમાર, જનરલ ગોડર્ડને કપ્તાન પોપ કામ વિષે શું જાણો છો. (૧૫૭)

૧૫૬–પહેલી મરેઠી લડાઈ ક્યારે થઈ ? શા માટે ને કોની વચ્ચે થઈ ? તથા સુરત મુકામે કોની જોડે કરાર થયો એથી અંગ્રેજને શું શું મળ્યું. તથા મૈસુર જોડેની ૧લી લડાઇમાં ક્યાં ક્યાં લડાઇ થઇ તેમાં કોણ કોણ જીત્યું. અને ક્યારે (૧૫૭)

૧૫૭–લોર્ડ કાર્નવાલીસે પ્રથમ આવી શું કીધું ? એના આવતા સુધીમાં કોણે રાજકારભાર ચલાવ્યો ? એના વખતમાં કયા બે મોટા બનાવ બન્યા ? તેનું સવિસ્તર વર્ણન કરો ? (૧૫૮)

૧૫૮–સરજાનશોરનું બીજું નામ શું! એના વખતમાં કયું રાજ ખાલસા થયું? અને અયોધ્યાના નવાબ વિષે શી હકીકત આ ગવર્નરના વખતમાં બની તે બરાબર કહો! (૧૫૯)

૧૫૯–લોર્ડ મોર્નિંગટનનું બીજું નામ શું? એના આવતા સુધી કોણે રાજ્ય ચલાવ્યું. દોઆબ પરગણું ને રોહિલખંડ અંગ્રેજને શી રીતે મળ્યાં? નિઝામ જોડે આ ગવર્નરે કેવા કરાર કીધા? મૈસુરની ત્રીજી લડાઇનું વર્ણન કરો.? ટીપુના જીતેલા રાજ્યની શી રીતે વેહેંચણી થઇ? ટીપુના છોકરાઓ વિષે શું જાણો છો? દક્ષિણ હિંદના કયાં બે રાજ્ય આ ગવર્નરે ખાલસા કીધાં? બીજા મરાઠા વિગ્રહનું વર્ણન સંપૂર્ણ રીતે કરો? એ લડાઇમાં કોણ કોણ સરદાર હતા, ને એથી અંગ્રેજને શું મળ્યું? (૧૬૦)

---

## પ્રકરણ ૧૪ મું.

૧૬૦–લોર્ડ કાર્નવાલિસને કંપનીએ ફરીથી શા માટે મોકલ્યો? તે આવ્યો તે વખતે એને કંપનીએ કેવી સલાહ આપી હતી? કયો રાજવંશી હજી જીતાયો નહતો? ને કયો ફરીથી લડાઇ કરવાની તૈયારી કરતો હતો. લોર્ડ કાર્નવાલિસ કયાં મરણ પામ્યો. ૧૬૧

૧૬૧–સર જાર્જ બાર્લોના વખતમાં કઈ બે બાબત જાણવા જેવી છે? (૧૬૨)

૧૬૨–લોર્ડ મિન્ટોએ કયા દેશ જીત્યા? અને એને કંપનીએ કેવી શીખામણ દીધી હતી? એના વખતમાં કયા કયા દેશમાં કોણ કોણ એલચી થઈ ગયા!

૧૬૩–લોર્ડ હેસ્ટિંગ્સનું બીજું નામ શું ને એના વખતમાં કયા ત્રણ બનાવ બન્યા? ગુર્ખાની લડાઇ કયારે થઈ, તેમાં અંગ્રેજ સરદાર કોણ હતો, કયાં કરાર થયો? કયારે ને તેથી અંગ્રેજને શું મળ્યું? તથા આ ગવર્નરના વખતમાં કયાં બે સુધારાનાં કામ શરૂ થયાં? (૧૬૪)

૧૬૪–પીંઢારા એટલે શું? તેનું રહેઠાણ કયાં હતું? તેઓ શું ધંધો કરતા? તેઓએ કયા ભાગમાં લૂટ કરી? તેઓના સરદાર કોણ ને તેમનો નાશ કયારે થયો? ને અંગ્રેજનું લશ્કર કેટલું હતું? અને પીંઢારાનો નાશ કરવામાં કયો અંગ્રેજ સરદાર હતો? (૧૬૫)

૧૬૫–છેલ્લો મરાઠી વિગ્રહ શાથી થયો ને કયારે? કયા કયા રાજવંશીઓ અંગ્રેજ સામે લડયા? કયાં આગળ ને કયારે? તથા પરિણામ શું આવ્યું? બાજીરાવના તથા પિંઢારાના મુલકનું શું થયું? તથા બાજીરાવનું શું થયું? (૧૬૬)

૧૬૬–બાજીરાવનો દત્તપુત્ર કોણ ને તેના વિષે શું જાણો છો? બાજીરાવની ગાદીએ કોને બેસાડયો? એજ વખતે કયા દેશી રાજા પોતાની ખુશીથી અંગ્રેજના તાબેદાર બન્યા? (૧૬૬)

૧૬૭–લોર્ડ આમ્હર્સ્ટના વખતમાં કયા બે બનાવ બન્યા કયારે ને શાથી? યાન્દાબુનું કરારનામું કયારે ને કોની વચ્ચે થયું? અને એથી અંગ્રેજને શું મળ્યું? (૧૬૭–૧૬૮–૧૬૯)

૧૬૮–લોર્ડ વિલિયમ બેન્ટિકે કયો રિવાજ કયારે બંધ કીધો? એનું પુતળું કયાં છે? ને તેની ઉપર શું લખ્યું છે? ઈ૦ સ૦ ૧૮૦૬માં એ કયાં હતો? તે

વખતે ગવર્નર જનરલ કોણ હતો ? વસુલાત ખાતામાં કયા ત્રણ સુધારા એણે કીધા ? અને શા માટે? ઠગી અથવા ફાંસીઆ એટલે શું તેઓ શું કરતા? તેનો નાશ ક્યારે કોની મદદથી આ ગવર્નરે કીધો ? ૬૦ સન ૧૮૩૦–૧૮૩૩–૧૮૩૪માં શી બીના બની. (૧૭૦–૧૭૧–૧૭૨–૧૭૩)

૧૬૯–લોર્ડ મેટકાફ ગવર્નર થયો તે પેહેલાં કયા હોદ્દાપર હતો? એના વખતમાં કયો એક જાણવા જોગ બનાવ બન્યો છે? (૧૭૪)

૧૭૦–લોર્ડ ઓકલાંડના વખતમાં કયો મોટો બનાવ બન્યો? અફઘાનિસ્તાનમાં દુર્રાની વંશ પછી કયો વંશ ગાદીએ આવ્યો ને ક્યારે? અને દુર્રાની શાહજાદા કયાં આવી રહ્યા? એમાંના એકનું નામ શું? ૧૭૫)

૧૭૧–અફઘાનિસ્તાનની પહેલી લડાઈ થવાનું કારણ શું? તે વખતે કાબુલનો અમીર કોણ હતો? તેનું શું થયું? તથા એ લડાઈનું પરિણામ શું આવ્યું? તથા ૧૮૪૧ના નવેંબરમાં શો બનાવ બન્યો? તથા ડાકટર બ્રાઈડોન કોણ? (૧૭૫)

૧૭૨–લોર્ડ એલેનબરોની કારકિર્દીમાં કયા ત્રણ જાણવા જોગ બનાવ બન્યા અને એ ત્રણે બનાવનું ટુંકામાં વર્ણન કરો? (૧૭૬–૧૭૭–૧૭૮)

૧૭૩–લોર્ડ હાર્ડીંગના વખતમાં કયો એક મુખ્ય બનાવ બન્યો છે? શીખ લોકો પોતાની ઊત્પત્તિ ક્યારથી ગણે છે તેમનો ગુરૂ કોણ તે ક્યારે જન્મ્યો? શીખ ધર્મના સિદ્ધાંત શા હતા? શીખનો છેલ્લો ગુરૂ કોણ તે ક્યારે થયો? શીખ ધર્મ કયા પાદશાહના

વખતમાં સ્થાપન થયો ! અને એ રાજ્યની વૃદ્ધિ શી રીતે થઈ ! શીખ લોકો કયા કામમાં હોશિઆર છે ! શીખ રાજ્યનો સ્થાપનાર કોણ તેનો જન્મ તથા મરણ ક્યારે થયાં ! તેની રાજધાની ક્યાં હતી ? તેના લશ્કરના નાયક કોણ હતા ! એના રાજ્યની ચતુર્સીમા બોલો ! ઇ૦ સ૦ ૧૮૦૯માં શી બીના બની ? શીખ લશ્કર નબળું શાથી પડ્યું. (૧૭૯–૧૮૯ અને ૧૯૯)

૧૭૪–પહેલી શીખ લડાઇનું કારણ શું કયાં પાંચ ક્ષેત્રોમાં લડાઈ થઈ ? અંગ્રેજના સરદાર કોણ હતા ! તથા કઈ કઇ લડાઇમાં અંગ્રેજને નુકશાન થયું ને કઈ લડાઇમાં શીખ સેના હારી ? લાહોરનું તહનામું ક્યારે ને કોની વચ્ચે થયું તેમાં કઈ કઇ બાબતો હતી ! (૧૮૧)

૧૭૫–કાશ્મિરને હજારા પ્રાંત વિષે શું જાણો છો ! શીખ જોડેના ૧ લા વિજયથી કોને કોને શી શી પદવી ને ઇનામ મળ્યું ? મુડકીની લડાઇમાં કયો જાણીતો સરદાર મરણ પામ્યો ! લાહોરમાં રેસીડન્ટ કોણ થયો ! (૧૮૧)

૧૭૬–લોર્ડ ડેલહૌસીના વખતમાં કયા ત્રણ બનાવ બન્યા ? એના ગુણ કેવા હતા ? કયા કયાં ખાતાં એના વખતમાં નવા શરૂ થયાં ને કયાં કયાંમાં સુધારો થયો ? કઇ નહેર એણે તૈયાર કરાવી ? (૧૮૨–૧૮૩)

૧૭૭–બીજો શીખ વિગ્રહ થવાનું કારણ, ક્યાં ક્યાં લડાઇ થઇ કઇ લડાઈમાં અંગ્રેજ હાર્યા, ને કઈમાં જીત્યાં ? અંગ્રેજના સરદાર કોણ હતા ? ઈ૦ સ૦ ૧૮૪૯ના માર્ચની ૨૯ મીએ શી બીના બની ? મહારાજા ધુલીપસિંહનું શું થયું ? પંજાબને ખાલસા કીધા પછી

ત્યાં શું શું કીધું? પંઝાબમાં નહેરો ને સડકો કયા અમલદારે કીધી? (૧૮૪)

૧૭૮–બીજી બ્રહ્મી લડાઇનું કારણ શું? તે ક્યારે થઈ અને એ લડાઇથી અંગ્રેજને શું મળ્યું? ઇ૦ સ૦ ૧૮૪૯ અને ૧૮૫૩ માં શી બીના બની? (૧૮૫)

૧૭૯–હાલનો મધ્ય પ્રાંત કયા ત્રણ જૂદા જૂદા મૂલક મળવાથી થયો છે? વળી ૧૮૫૩ માં કયા કયા દેશી રાજાનાં પેનશાન બંધ કીધાં? (૧૮૬)

૧૮૦–ઇ૦ સ૦ ૧૮૫૬ ના ફેબ્રુઆરીની ૧૨ મી તારીખે શી બીના બની અને તે બનવાનું કારણ શું? એ વખતે અયોધ્યાનો નવાબ ને રેસીડન્ટ કોણ હ-તા? ડેલહૌસીના કૃત્ય ઉપર નવાબે ક્યાં અપીલ કરી ને તેનું પરિણામ શું આવ્યું? (૧૮૭)

૧૮૧–વાજીદઅલીનું શું થયું? તથા લોર્ડ ડેલહૌસી ક્યારે ઇંગ્લાંડ ગયો ને ક્યારે મરણ પામ્યો? (૧૮૭)

૧૮૨–લોર્ડ ડેલહૌસી પછી કોણ ગવર્નર જનરલ થયો? ને તેના વખતમાં શી બીના બની? (૧૮૮)

---

## પ્રકરણ ૧૫ મું.

૧૮૩–બલવો ઊઠવાનાં કેટલાં અને કયાં કયાં કા-રણો છે? (૧૮૯)

૧૮૪–બલવાની ઊમત્તિ ક્યારે અને ક્યાં થઈ? દિલ્હીમાં બલવો થયો ત્યારે ત્યાંના અંગ્રેજોએ શું કીધું? (૧૯૦)

૧૮૫–બલવાનો ફેલાવો ક્યાં ક્યાં ને ક્યારે થયો? બલવાખોરો દરેક ઠેકાણે કઇ બે બાબત અવશ્ય કરી કરતા? કયા પ્રાંતમાં બલવો થવા ન પામ્યો ને શાથી તથા ક્યાં ક્યાં બલવો થયો? બલવાનાં મુખ્ય ઠેકાણાં કયાં કયાં હતાં? (૧૯૧)

૧૮૬–કાનપૂરના બલવાખોરનો સરદાર કોણ હતો? તેણે પ્રથમ શું કામ કીધું? તથા નાનાએ કયું ઘાતકી કામ કીધું? નાના સાહેબના ઘાતકી હુમલામાંથી કોણ બચ્યું ને શી રીતે? (૧૯૨)

૧૮૭–અયોધ્યાનો કમિશ્નર કોણ હતો? તેણે બલવાખોરોથી બચવાને શું કીધું? તેને ઘેરામાંથી કયા સરદારોએ છોડવ્યો? અને એ બધાંને બલવાખોરોના પંઝામાંથી કોણે ક્યારે છોડવ્યાં? (૧૯૩)

૧૮૮–દિલ્હીના બલવાખોરો પાસેથી કોણે દિલ્હી પાછી લીધી? એ લડાઈમાં કયો સરદાર મરણ પામ્યો? એ બલવામાં કયા મોગલ રાજવંશીએ ભાગ લીધો હતો? તેના શા હાલ થયા ને કયા શાહજાદાને કયા સરદારે મારી નાંખ્યા? અયોધ્યાના બલવાખોરોના સરદાર કોણ કોણ હતા? એ બલવાખોરોને કયા સરદારે કોની મદદથી હરાવ્યા? (૧૯૪)

૧૮૯–મધ્યહિંદમાં કોણે બલવો બેસાડયો? અહીં બલવાખોરોનાં ઊપરી કોણ હતાં અને તેઓનો અંત શી રીતે આવ્યો? આ બલવાનું પરિણામ શું થયું, તથા ૧૮૫૮ ના નવેમ્બરની ૧ લી તારીખે પાર્લમેન્ટમાં કયો ઠરાવ થયો? (૧૯૫–૧૯૬–૧૯૭)



# પ્રકરણ ૧૬ મું.

૧૯૦–મહારાણીનો ઢંઢેરો ક્યારે કોણે ક્યાં આગળ વાંચી બતાવ્યો? અને એ ઢંઢેરામાં કઇ નવ બાબતો હતી? (૧૯૮)

૧૯૧–ઈ૦ સ૦ ૧૮૫૮ના જુલાઈની ૮ મી તારીખે શી બીના બની? અને વાઇસિરાય ક્યારે દેશમાં ફરવા નીકળ્યા, ને શું જાહેર કીધું? બલવો બેસાડી દેતાં કેટલો ખરચ થયો? અને વસુલાત ખાતામાં કોની પાસે સુધારા કરાવ્યા ને કયા કયા નવા કર વધાર્યા? (૧૯૯)

૧૯૨–કેનિંગસાહેબ પછી કોણ ગવર્નર થયો ને તેનો કાળ ક્યાં અને ક્યારે થયો? એના વખતમાં કોણે ક્યાં બંડ કીધું? લોર્ડ લારેન્સના વખતમાં કયો મૂલક ખાલસા થયો? ને શા માટે? શેરસટ્ટાના વેપાર ક્યાં ને સાથી ચાલ્યા? કયા કયા દેશમાં ક્યારે ક્યારે એના વખતમાં દુકાળ પડયો? અયોધ્યાના ખેડુતને લશ્કરી સિપાઈઓ વિષે એણે શું કીધું? તથા વાઘેર લોકે ક્યાં ને કોની સામે બંડ કીધું તે કોણે બેસાડયું? લોર્ડ લારેન્સ ક્યારે હોદ્દો છોડી ગયો ને ક્યારે મરણ પામ્યો? તેને ક્યાં દાટયો છે? (૨૦૦–૨૦૧)

૧૯૩–લોર્ડ લારેન્સ પછી કોણ વાઇસરાય થયો? ઈ૦ સ૦ ૧૮૬૯–૧૮૭૦માં શી બીના બની? કયું નવું ખાતું એના વખતમાં નીકળ્યું? ને કયો કર એણે બંધ કીધો? કયા કયા ખાતામાં એના વખતમાં વધારો તથા સુધારો થયો? એનું મરણ ક્યારે ક્યાં ને શી રીતે થયું? (૨૦૨)

૧૯૪—લોર્ડ મેઓના પછી કોણ વાઇસરાય થયા? ને તેમના વખતમાં ૧૮૭૪—૧૮૭૫—૧૮૭૬ માં શા શા બનાવ બન્યા? નાર્થબ્રુકના પછી વાઈસરાય કોણ થયા? એના વખતમાં ૧૮૭૭ના બેસતા વર્ષને દહાડેજ કયો મોટો બનાવ બન્યો, ને એજ વર્ષમાં કયાં કયાં દુકાળ પડયો? દુકાળથી કેટલાં માણસ મરણ પામ્યાં ને કેટલો ખરચ થયો? કયો નવો કર એના વખતમાં દાખલ થયો? શેના ઉપરની જગાત એણે કાઢી નાંખી? (૨૦૩—૨૦૪)

૧૯૫—બીજી અફઘાન લડાઇ કયાંથી કયાં સુધી ચાલી? એ લડાઈ થવાનું કારણ શું? એ વખતે અફઘાનિસ્તાનનો અમીર કોણ હતો? તેનું શું થયું? અંગ્રેજે તહનામું કોની જોડે કીધું? તેમાં શી શી શરતો હતી? સર લુઈ કાવાન્યારી કોણ? તેને કોણે મારી નાંખ્યો? યાકુબખાનનું શું થયું? કાબુલને કંદહારમાંથી અંગ્રેજોને કાઢવા કોણ સામા થયા? તેઓને કયા અંગ્રેજ સરદારે હરાવ્યા? (૨૦૫)

૧૯૬—લોર્ડ લિટન પછી વાઇસરાયના હોદ્દાપર કોણ આવ્યું? ૧૮૮૦ ના એપ્રીલમાં કયા અંગ્રેજ સરદારે કોને હરાવ્યો? ને અંગ્રેજે કાબુલનો અમીર કોને માન્યો? રિપન સાહેબે કયાં કયાં ખાતામાં સુધારો કીધો, દેશી લોકોને કયો લાભકારી હક એના વખતમાં નવો અપાયો, તથા ડફ્રિન સાહેબના વખતમાં કયો દેશ ખાલસા થયો? કયારે ને શાથી? (૨૦૬)

૧૯૭—ઇસ્ટઇંડિયા કંપનીના વખતમાં તથા મહારાણીને તાબે હિંદ થયા પછી કયા કયા ગવર્નર જનરલ કયા કયા વર્ષમાં થયા તે કહો? (૨૦૭)

## પ્રકરણ ૧૭ મું. રાજ્યપદ્ધતિ.

૧૯૮—હિંદુસ્તાન ખાતાના મહારાણીના પ્રધાનને શું કહે છે? સ્ટેટ સેક્રેટરી કયારે નીમાય ને બદલાય છે? સ્ટેટ સેક્રેટરીને મદદ કરવાને કેટલા મેમ્બરની સભા છે? એ મેમ્બરો વધારેમાં વધારે કેટલી મુદત રહી શકે છે? (૨૦૮)

૧૯૯—વાઇસરાયની નીમનોક કોણ કરે છે? તે કયાં રહે છે? તેનો અમલ કયાં ચાલે છે? કોની ઇચ્છા પ્રમાણે તે રાજ ચલાવે છે? વાઇસરાયને મદદ કરવાને કોણ હોય છે? વાઇસરાયના હોદ્દાની મુદત કેટલી છે? (૨૦૯)

૨૦૦—વાઇસરાયની કાઊંસિલ અથવા સભા કેટલી જાતની અને કઈ કઈ છે? સાધારણ સભામાં વાઇસરાય સિવાય કેટલા મેમ્બર હોય છે? એ સભાનું શું કામ છે? તેઓ કેટલીવાર મળે છે? એ સભામાં કામની વહેંચણ કેવી રીતની છે? એ સભામાં વાઇસરાયને ભાગે શું શું કામ છે? (૨૦૯)

૨૦૧—કાયદા બાંધનારી સભાનું સવિસ્તર વર્ણન કરો? જે કાયદો નવો કરવાનો હોય, તેના ઊપર કયા કયા વિધિ કરવા પડે છે? (૨૧૧)

૨૦૨—પ્રાંતિક સભા કયાં કયાં છે? તે કોના અમલ નીચે છે? તે જે કાયદા બાંધે તે કયાં ચાલે છે? ને આખા દેશમાં કઇ સભાના બાંધેલા કાયદા ચાલે છે? પ્રાંતિક સભાના મેમ્બરની નીમનોક કોણ કરે છે ને તેની મંજુરી કોની લેવી પડે છે? તથા એ સભા જે કાયદા કરે તેના ઉપર કોની મંજુરી જોઇએ છે? (૨૧૨

૨૦૩–ન્યાયની હાઈ કોર્ટો ક્યાં ક્યાં છે? તેની સત્તા કઈ બાબતમાં ચાલે છે, ને તેના ફેંસલા ઉપર ક્યાં અપીલ થાય છે? પંઝાબ અયોધ્યા ને મધ્ય પ્રાંતની હાઈ કોરટમાં કેટલા જજ્જ કે કમિશનર છે? બ્રહ્મદેશમાં ઇનસાફ કરનાર અધિકારીઓ કયા નામથી ઓળખાય છે તેઓ કોનો કોનો ઇનસાફ કરે છે? અને તેના અમુક ફેંસલા ઉપર ક્યાં અપીલ થાયછે? આસામના જુડિશિયલ કમિશ્નરના ફેંસલા ઉપર ક્યાં અપીલ ચાલે છે? અને કયા મુલક એ કમિશ્નરના અમલ નીચે નથી. કયા પરગણાને માટે ખાસ નિયમો છે? (૨૧૩)

૨૦૪–હિંદની અદાલતોને કોર્ટોમાં જે ઇનસાફ થાય છે તે કયા ચાર જાતના કાયદા મુજબ થાય છે? (૨૧૪)

૨૦૫–આખા હિંદનો કારભાર વાઇસરાયની ઇચ્છા મુજબ ચાલે છે, પરંતુ દરેક પ્રાંતમાં વાઇસરાયનો પાધરો અમલ ચાલે છે કે નહીં? અને જો નહીં તો કોનો ચાલે છે? દરેક દેશી રાજ્યનો નિકટ સંબંધ કોની જોડે હોય છે? મદ્રાસ ને મુંબઇ ઇલાકાના મુલ્કી ને લશ્કરી ખાતાની સ્થિતિ કેવી છે? કયા કયા ઇલાકાને કાયદા બાંધનારી અકેકી સભા છે? ને કયા કયા ને નથી? લેફ્ટેનન્ટ ગવર્નર ક્યાંના કહેવાય છે? ને કયા લેફ્ટેનન્ટ ગવર્નર ને કાયદા બાંધનારી સભા છે? (૨૧૫)

૨૦૬–અયોધ્યા આસામ ને મધ્ય પ્રાંતના ઉપરી અધિકારીને શું કહે છે? લેફ્ટેનન્ટ ગવર્નરો ને ચીફ કમિશ્નર તરીકેની નીમનોક કોની થાય છે? કયા કયા મૂલક ઉપર વાઇસરાયનો પ્રત્યક્ષ અમલ છે? (૨૧૬–૨૧૭)

૨૦૭—જૂના કાનુનો કયાં કયાં ચાલે છે? નિયત અને અનિયત મૂલક તે કેવા? કયા મૂલકના વસુલાત ને દિવાની ખાતાના અધિકારીઓ પ્રસંગોપાત સ્થાનિક જરૂરીઆત પ્રમાણે અમલ કરી શકે? કયા મૂલકમાં રાજ્ય વહીવટ ચલાવવાના ખાતામાં લશ્કરી અમલદારને પણ નીમી શકાય છે? અને કેવા મૂલકમાં એ લશ્કરી અધિકારીઓ મૂલ્કી ખાતામાં નીમાતા નથી? નિયત ને અનિયત મૂલક છે, એ શા ઉપરથી ઓળખાઈ આવે છે? અનિયત મૂલકો કયા કયા છે? (૨૧૮)

૨૦૮—જીલ્લાના કલેકટરને શાં શાં કામ છે? અને કઈ કઇ બાબતનું તેને સારૂં જ્ઞાન હોવું જોઇએ? આખા હિંદમાં કુલ કેટલા જીલ્લા છે? કયા કયા ઇલાકામાં જીલ્લાઓના જથા કીધા છે? અને કયામાં નથી? એ જથાના ઉપરી અધિકારીને શું કહે છે? જીલ્લાના નાના ભાગ ને મદ્રાસ ને મુંબઈ ઇલાકામાં શું કહે છે? તથા બંગાળા ને ઊત્તર હિંદમાં એવા વિભાગોનાં શાં નામ છે? કલેકટરના હાથ નીચે કયા અમલદારો છે? તેઓ શું કામ કરે છે? તાલુકાના ઉપરી અધિકારીને શું કહે છે? અને તે શું કામ કરે છે? મામલતદારના ૧ લા કારકુનને શું કહે છે? અને તેને શું કામ સોંપે છે? મહાલકરી તે કોણ? માજીસ્ટ્રેટના કેટલા દરજ્જા છે? તેમાં વધારે સત્તા કોને હોય છે? (૨૧૯)

૨૦૯—જીલ્લાના પોલિસખાતાના અધિકારીને શું કહે છે? તેના હાથ નીચે કયા કયા અધિકારી હોય છે? પોલિસનું મુખ્ય કામ શું છે? (૨૨૦)

૨૧૦–જીલ્લાના ન્યાયખાતાના ઉપરીને શું કહે છે? તેના હાથ નીચે કયા કયા અધિકારીઓ હોય છે? એઓ શું કામ કરે છે? સબજજના કેટલા પ્રકાર છે? ઇનસાફ કરતી વખતે જજની સાથે કોણ કોણ બેસે છે? જીલ્લાની તમામ ન્યાયની કોર્ટોને માથે કોણ છે? મુંબઈની હાઈ કોર્ટને તાબે શું શું નથી? લશ્કરી ખાતાના ઊપરીને શું કહે છે? ને તે કઈ સભાનો મેમ્બર હોય છે? મુલ્કી ખાતામાં તેનો કંઇ અધિકાર ચાલે છે? એ સિવાય બીજાં કયાં કયાં ખાતાં શાં શાં કામ માટે રાખ્યાં છે? (૨૨૧–૨૨૨–૨૨૩)

૨૧૧–વાઇસરાયની કચેરીના કેટલા વિભાગ છે? અને તે દરએક વિભાગના કારભારીને શું કહે છે? અને તેઓ પોત પોતાના ખાતાનું કામ કોને સમજાવે છે? એ સાત કારભારી કયાં કયાં નામથી ઓળખાય છે? ઇલાકાના ગવર્નર ને ચીફ કમિશ્નર અને લેફટેનન્ટ ગવર્નરને વધારેમાં વધારે ને ઓછામાં ઓછા કેટલા સેક્રેટરી હોય છે? મ્યુનિસિપલ ને લોકલબોર્ડને હાલ કયું કામ સોંપ્યું છે? (૨૨૪–૨૨૫)



## પ્રકરણ ૧૮ મું.

૨૧૨–ગૂજરાતમાં જૂનામાં જુની રાજધાની કઇ ને તે કયાં હતી? ત્યારપછી કયાં રાજધાની થઇ? ત્યાં રાજા કોણ હતો? તેને કોની જોડે લડાઈ થઇ? તેનું પરિણામ શું આવ્યું? પાટણ કોણે વસાવ્યું? કયારે ને કોના નામથી? સુરપાલ, શિલગુણસુરી શ્રી દેવીને ચાંપા વિષે શું જાણો છો? (૨૨૬–૨૨૭–૨૨૮)

૨૧૩–વનરાજ પછી કોણ ગાદીએ બેઠો ને તે શામાં હોશિયાર હતો? સામંતસિંહને કયું વ્યસન હતું ને તેના પછી કોણ ગાદીએ બેઠો? ચાવડા વંશના રાજાની વંશાવળી બોલો એમાંથી કયા કયા રાજાએ રાજ વધાર્યું? અને કયો રાજા સાચો, શૂરો ને મજબુત હતો? (૨૨૯–૨૩૦–૨૩૧)

૨૧૪–મૂળરાજ પર કોણ કોણ ચઢ્યું? ને તેનુ પરિણામ શું થયું? મૂળરાજે કોને કોને હરાવ્યા? ને કયો દેશ જીત્યો? કઈ મોટી ઈમારત કયાં બંધાવી? ઔદિચ બ્રાહ્મણ એ નામ સાથી પડયું? ચામુંડે કેટલાં વર્ષ રાજ કીધું? ને તે કયાં મરણ પામ્યો? એના પછી કયા બે રાજા થયા? (૨૩૨–૨૩૩)

૨૧૫–ગૂજરાતના કયા રાજાના વખતમાં પ્રથમ મુસલમાન ગૂજરાતમાં આવ્યા? કયો મુસલમાન પાદશાહ કયાંથી આવ્યો કયારે? કયાં લડાઇ થઇ? કોણ હાર્યું? સોમનાથ મહાદેવનું શું થયું? ૧ લા ભીમે કયો દેશ જીત્યો? કાશીના કરણ રાજા વિશળદેવ ને વિમળશા વિષે શું જાણો છો? (૨૩૪)

૨૧૬–કરણ સાગર તળાવ ને કરણાવતી નગરી કોણે બંધાવ્યાં? ને તે કયાં છે? સિદ્ધરાજ નાનો હતો ત્યારે એનું રાજ કોણ ચલાવતું? મુનસરને મળાવ તથા સહસ્રલિંગ તળાવ કયાં છે? ને કોણે બંધાવ્યાં? સિદ્ધરાજના રાજ્ય ઉપર કોણે ચઢાઈ કરી? ને સિદ્ધરાજે કયા દેશ પર ચઢાઈઓ કરી તથા તેનું પરિણામ શું આવ્યું? કઇ જાણીતી ઈમારત સિદ્ધરાજે પૂરી કરાવી? રાણીકદેવીની સંપૂર્ણ હકીકત કહો? (૨૩૬)

૨૧૭–સિદ્ધરાજ પછી કોણ ગાદીપતિ થયો, શી રીતે તે કયા સગપણના હકથી? કુમારપાળ ગાદીપતિ થાય તે કોને ગમતું નહતું ? અને તેથી તેણે શું કીધું હતું? ઊદાયનમંત્રિ, હેમાચાર્ય, આન્ન મલિકાઅર્જુન, આમ્રભટ વિષે શું જાણો છો ? અને કુમારપાળનું મોત શાથી થયું ? (૨૩૬)

૨૧૮–અજેપાળ કયો ધર્મ પાળતો, અને તેની અગાઊનો રાજા કયો ધર્મ પાળતો હતો ? અજેપાળનું મોત શી રીતે થયું ? બાળ મૂળરાજ નાનો હતો તે વખતે રાજ કોણ ચલાવતું ? આ રાજાના વખતમાં કયો મુસલમાન રાજા ગૂજરાત પર ચઢયો ? અને તેને કોણે હરાવ્યો ? ભીમદેવ આબુના રાજા પર શા માટે ચઢયો ? અજમેરની લડાઇમાં કયો રાજા મરાયો ? એ મરનારનું વેર લેવા કોણ ગૂજરાત પર ચઢયો ? ને તેનું પરિણામ શું થયું ? દિલ્હીપતિ પૃથુરાજનુ મરણ શાથી થયું ? ઇ૦ સ૦ ૧૧૯૪ તથા ૧૨૨૪માં શી બીના બની ? ભીમદેવ પાસેથી કયા હિંદુ રાજાએ કયા દેશ જીતી લીધા ? ભીમદેવ પછી કોણ ગાદીપતિ થયું ? ને તેને કોણે ઊઠાડી મૂકયો ? (૨૩૭–૨૩૭)

૨૧૯–શોલંકી વંશના રાજાનાં નામ તથા ગાદીએ બેઠાનાં વરસ કહો ? (૨૩૮)

૨૨૦–શોલંકી જેમ નબળા થતા ગયા તેમ કોણ વધારે પ્રબળ થતા ગયા ? લવણપ્રસાદને કોણે શા માટે પોતાનો પ્રધાન બનાવ્યો ? લવણપ્રસાદે કયો ભાગ જીતી લીધો ? ને પોતાની રાજધાની કયાં કીધી ? વિ-રધવળ, વિશળદેવ વસ્તુપાળ તેજપાળ વિષે શું જાણો છો ? વાઘેલા વંશનો ૧ લો રાજા કોણ ને તેનું લગન

કોની જોડે થયું હતું ? (૨૩૯)

૨૨૧—વાઘેલા રાજામાં છેલ્લો કોણ? તેના વખતમાં કયા મુસલમાન પાદશાહના કયા કયા સરદારે ગૂજરાતપર ચઢાઈ કરી? ક્યારે ને પરિણામ શું આવ્યું? કરણઘેલો ક્યાં નાઠો? રૂદ્રમાળાનું શું થયું? કમળાદેવી ને દેવળદેવી કોણ અને તેનું શું થયું?(૨૪૦

૨૨૨—વાઘેલા રાજાના નામ તથા ગાદીએ બેઠાના વરસ લખો? (૨૪૦)

૨૨૩—ગૂજરાતમાં મુસલમાન પાદશાહોએ હિંદુપર શા શા જુલમ કીધા? તથા મુસલમાની રાજ્ય થયા પછી ઘણી લડાઇઓ શાથી થતી ને તેથી શું થતું? ઈ૦ સ૦ ૧૪૦૩, ૧૪૦૭, ૧૪૧૧ માં શી બીના બની? મુસલમાન પાદશાહો ગૂજરાતમાં ક્યાંસુધી સ્વતંત્ર રહ્યા? અહમદશાહે કયાં કયાં શહેર વસાવ્યાં? ક્યારે ને ક્યાં આગળ? તથા અહમદશાહે હિંદુ ઊપર શો જુલમ કીધો? તથા કયા કયા દેશને ખંડીઆ બનાવ્યા? (૨૪૧)

૨૨૪—મહમદશાહે કોનાપર ચઢાઇ કરી? ને એ પાદશાહ શાથી હાર્યો તથા એ પાદશાહનું મરણ શાથી થયું? મહમદશાહ પછી કોણ પાદશાહ થયો? તેના વખતમાં કયા દેશના રાજાએ ગૂજરાતપર ચઢાઇ કરી? ને એ ચઢાઇનું પરિણામ શું થયું? કુતુબશાહે કયા રાણાને હરાવ્યો? તથા મીરાંબાઈ કોણ? કુતુબશાહ પછી કોણ પાદશાહ થયો? ને તેના પછી કોણ પાદશાહ થયો? (૨૪૨)

૨૨૫—મહમદબેગડો ગાદીપતિ થયો ત્યારે ઊમર કેટલી હતી? મંડળિક કોણ ને તેનાપર બેગડાએ શો

જુલમ કીધો? હિંદુ ધર્મ ઊપર બેગડાએ કેવા કેવા જુલમ કીધા? કયું નાનું રાજ બેગડાએ ખાલસા કીધું? બેગડાએ કયા કયા રાજાને હરાવ્યા? તથા કયું શહેર વસાવ્યું? (૨૪૩)

૨૨૬–મહમદ બેગડા પછી કોણ પાદશાહ થયો? એ પાદશાહનો મૂલક કોણે લૂટયો? મેદનીરાય કોણ? મુજફ્ફર પછી કયા બે પાદશાહ થયા ને તેમનો અંત શી રીતે આવ્યો? બહાદુરશાહે કયા કયા દેશ જીત્યા? બહાદુરે કયા યૂરોપી લોકને કયાંથી પાછા કાઢયા? બહાદુરશાહનો ગૂજરાત દેશ દિલ્હીના કયા પાદશાહે જીતી લીધો? અને બહાદુરને પોતાનું રાજ પાછું શી રીતે મળ્યું? તથા બહાદુરશાહનું મરણ શી રીતે થયું? (૨૪૪)

૨૨૭–બહાદુરશાહ પછી કોણ ગાદીપતિ થયો? તેણે હિંદુઓપર શા શા જુલમ કીધા? અને તેનું મોત શી રીતે આવ્યું? બીજા અહમદશાહનું મોત કોણે શાથી આણ્યું? ગૂજરાતનો છેલ્લો સ્વતંત્ર પાદશાહ કોણ? એની પાસેથી કયારે કોણે ગૂજરાત જીત્યો? અને એ પાદશાહનું મરણ શી રીતે થયું? (૨૪૫–૨૪૬)

૨૨૮–ગૂજરાતના સ્વતંત્ર મુસલમાન પાદશાહોનાં નામ ને ગાદીએ બેઠાનાં વરસ કહો? (૨૪૭)

૨૨૯–મુગલાઇ અમલ નીચે ગયા પછી ગૂજરાતના લોકો કયા પાદશાહ સિવાય બાકીનાના વખતમાં સુખી થયા? ઇ૦ સ૦ ૧૫૭૩ થી ૧૭૫૭ સુધીમાં મોગલ પાદશાહે કેટલા સુબેદાર ગૂજરાતમાં મોકલ્યા? તેમાં છેલ્લો સુબેદાર કોણ ને તેને કોણે થોડી જાગીર આ-

પી ગૂજરાતના ધણી પોતે થઇ પડયા? રાધનપૂર, જૂનાગઢ ને વાડાસિનોરના હાલના નવાબો કોના વંશજ છે? (૨૪૮)

૨૩૦–શાહુ રાજાના વખતમાં ગૂજરાતમાં તેના તરફથી કોણ કોણ અમલદારો હતા? એ બંને અમલદારો ક્યારે મુઆ? ને તેઓને ઠામે કોણ અમલદાર થયા? ડભોઇની લડાઇ શાથી થઇ? કોની વચ્ચે ને પરિણામ શું આવ્યું? પિલાજી ગાયકવાડે પોતાની રાજગાદી ક્યાં કીધી? અને કોની પાસેથી ખંડણી લીધી? (૨૪૯)

૨૩૧–પિલાજીને ક્યાં ને કોણે માર્યો? તેને ઠામે કોણ ગાદીએ બેઠો? ગૂજરાતમાંથી પાદશાહી અમલનો પૂરેપૂરો નાશ કોણે કીધો? ઇ૦ સ૦ ૧૮૦૦ માં શી બીના બની? ગૂજરાતમાંથી પેશ્વાઈ સત્તાનો નાશ કોણે ક્યારે કર્યો? અને તે બદલ પેશ્વાને શું આપવું પડતું? આણંદરાવના વખતમાં કોણે ક્યાં બંડ કીધું તે કોણે બેસાડયું? વડોદરામાં અંગ્રેજી કાંપ ક્યારથી થયો? (૨૫૦)

૨૩૨–વડોદરાના ગાયકવાડની વંશાવળી બોલો? (૨૫૧)



# पूर्वणी अ.

## તહનામાંની ટીપ.

૧—સુરતના કરાર ૧૭૭૫ માં રઘુનાથરાવ પેશ્વા ને અંગ્રેજ વચ્ચે થયા. એ વખતે ગવર્નર જનરલ વારન

હેસ્ટિંગ્સ હતો. એમાં એવી શરત હતી કે અંગ્રેજે રઘુનાથરાવને પેશ્વાઈ અપાવવી તેના બદલામાં રઘુનાથરાવે સાષ્ટિ ને વસાઈ અંગ્રેજને આપવાં. આ શરતથી ૧ લી મરાઠી લડાઇ થઈ એ વખતે પૂનાની ગાદીએ પેશ્વા માધવરાવ સવાઈ હતો.

૨—પૂરંધરનું તહનામું ૧૭૭૬ માં વારનહેસ્ટિંગ્સના વખતમાં સવાઇ માધવરાવના કારભારી નાના ફડનવીશને સખારામ બાપુ તથા અંગ્રેજ વચ્ચે થયું. તેમાં એવી શરત હતી કે અંગ્રેજે રઘુનાથરાવનો પક્ષ છોડવો ને સાષ્ટિબેટ પેશ્વાએ અંગ્રેજને આપવો.

૩—વારગામનું તહનામું ૧૭૭૯ માં થયું. એ તહનામું થવાનું કારણ એ હતું કે નાના ફડનવીસે ફ્રેંચની મદદ માગી તેથી વારનહેસ્ટિંગ્સે ગુસે થઇ રઘુનાથરાવની મદદે જનરલ ગોર્દ્ડને મોકલ્યો, અને મુંબઇથી પણ બીજું લશ્કર રઘુનાથરાવની મદદે આવતું હતું. એ મુંબઈવાળા લશ્કરને પેશ્વાના લશ્કરે વારગામ આગળ અટકાવ્યું તેથી અંગ્રેજ સરદારે અંગ્રેજી નામને લાજ લગાડે એવા કરાર કરી આપ્યા. (૧) ભરૂચ સીંધીઆને આપવું. (૨) બંગાળેથી લશ્કર આવતું અટકાવવું. (૩) આ શરત પ્રમાણે અંગ્રેજ સરકાર વર્તે ત્યાં સુધી બે અંગ્રેજ અધિકારી ને પેશ્વાને સોંપવા. આ કરાર પાછળથી મુંબઇમાં ને ઇંગ્લાંડમાં મંજુર થયા નહીં.

૪—સાલબાઈનું તહનામું ૧૭૮૨ માં સવાઇ માધવરાવેને અંગ્રેજની વચ્ચે થયું એ વખતે ગવર્નર જનરલ વારનહેસ્ટિંગ્સ હતો એ તહનામામાં નીચેની પાંચ કલમો હતી. (૧) અંગ્રેજે પેશ્વાનો જીતેલો મૂ-

લક પાછો આપવો. (૩) ભરૂચ સિંધિયાને આપવું. (૪) અંગ્રેજને પોર્ટુગીઝ સિવાય બીજી કોઇપણ યૂરોપી પ્રજા ને મરેઠી રાજ્યમાં રહેવા દેવી નહીં. (૫) પેશ્વાએ દર મહિને પચીશ હજાર રૂપિઆ પેનશનના રઘુનાથરાવને આપવા.

૫—મેંગલૂરનું તહનામું ઇ૦ સ૦ ૧૭૮૪માં ટીપુ અને અંગ્રેજ વચ્ચે થયું. તેમાં એવી શરતો હતી કે અંગ્રેજે ને ટીપુએ એક બીજાનો જીતેલો મૂલક પાછો આપવો, ને એક બીજાએ જે કેદી પકડયા હોય, તેઓને છોડી મૂકવા. એ વખતે પણ વારનહેસ્ટિંગ્સ ગવર્નર હતો.

૬—શ્રીરંગ પટ્ટણનું તહનામું ટીપુને અંગ્રેજ સરકાર વચ્ચે ૧૭૯૨માં થયું. એ વખતે લોર્ડ કાર્નવાલિસ ગવર્નર હતો. મૈસૂર જોડેની બીજી લડાઈમાં લોર્ડ કાર્નવાલિસે ટીપુને શ્રીરંગ પટ્ટણમાં ઘેર્યો. અને નિઝામ તથા મરાઠા અંગ્રેજની મદદે હતા, તેથી ત્રણ કરોડ રૂપિઆ અંગ્રેજને તથા પોતાનું અડધું રાજ્ય અંગ્રેજ મરેઠા ને નિઝામને આપી ટીપુએ સલાહ કીધી.

૭—લખનોરનું તહનામું ઇ૦ સ૦ ૧૮૦૧માં અયોધ્યાના નવાબ ને અંગ્રેજ વચ્ચે થયું. એ વખતે લોર્ડ મોર્નિંગટન ગવર્નર હતો. અયોધ્યાના નવાબના રક્ષણાર્થે અંગ્રેજી લશ્કર તેણે રાખ્યું હતું. તેનું ખરચ નવાબથી પૂરેપૂરૂં આપી શકાતું નહતું માટે દોઆબ પરગણું ને રોહિલખંડ આ તહનામાથી અંગ્રેજને મળ્યાં.

૮—વસાઈનું તહનામું ઇ૦ સ૦ ૧૮૦૨માં બીજા બાજીરાવ પેશ્વાને અંગ્રેજ વચ્ચે થયું. એ વખતે ગ-

વર્નર જનરલ લોર્ડ મોર્નિંગ્ટન હતો. હોલ્કરે બાજીરાવનું પૂના શહેર જીત્યું, તેથી બાજીરાવ નાશી વસાઇના કિલ્લામાં ભરાયો, ને અંગ્રેજ જોડે નીચેની શરતે તહનામું કીધું. (૧) અંગ્રેજે બાજીરાવનું રાજ પાછું અપાવવું તેના બદલામાં બાજીરાવે પૂનામાં અંગ્રેજી કાંપ રહેવા દેવી, ને તેના ખરચના ૨૬ લાખ રૂપીઆ અંગ્રેજને દર વર્ષે આપવા. (૨) સુરત ઉપરથી હાથ ઊઠાવવો. (૩) અંગ્રેજને જે યૂરોપી પ્રજા જોડે અણબનાવ હોય, તેને મરેઠી રાજ્યમાં રહેવા દેવી નહીં ને અંગ્રેજના દીલોજાન મિત્ર થઇ રહેવું. (૪) નિઝામ અને ગાયકવાડ જોડે જે કંઇ વાંધા પેશ્વાને હોય તેની પંચાત અંગ્રેજે કરવી.

૯—દેવગામનું તહનામું ઈ. સ. ૧૮૦૩માં આરગામની લડાઇમાં જનરલ વેલેસ્લીએ ભોંસલાને હરાવ્યો, તેથી એજવર્ષમાં ભોંસલાએ નીચેની ત્રણ શરતો કરી અંગ્રેજ જોડે કરાર કીધા. (૧) કટક બાલશોરને તમામ ઓરિસા પ્રાંત ભોંસલાએ અંગ્રેજને આપવો. (૨) નિઝામ તથા પેશ્વા જોડે ભોંસલાને જે વાંધો હોય, તેની પંચાત અંગ્રેજે કરવી. (૩) જે યૂરોપી જાત જોડે અંગ્રેજને અણબનાવ હોય, તેને ભોંસલાએ પોતાના રાજ્યમાં રાખવી નહીં. આ વખતે ગવર્નર જનરલ લોર્ડ મોર્નિંગ્ટન હતો.

૧૦—શીરજીઅંજે ગામનું તહનામું ઇ૦ સ૦ ૧૮૦૩ માં સિંધિયાએ અંગ્રેજ જોડે કીધું. આરગામની લડાઇમાં જનરલ વેલેસ્લી કે જે લોર્ડ મોર્નિંગ્ટનનો ભાઇ થાય, તેણે સિંધિયાને હરાવ્યો, તેથી સિંધિયાએ જમના નદીની ઊત્તરનો ભાગ અંગ્રેજને આપી સલાહ કીધી.

૧૧—સેગાઊલીનું તહનામું ઈ૦ સ૦ ૧૮૧૫ માં ગુર્ખાને અંગ્રેજ વચ્ચે થયું. જનરલ ઓકટલોનીએ ગુર્ખાને હરાવ્યા. તેથી સેગાઊલી મુકામે કરાર કીધા એથી અંગ્રેજને નૈનીતાલ મસુરીને સીમલા મળ્યાં.

૧૨—યાન્દાબુનું તહનામુ ઈ૦ સ૦ ૧૮૨૬ માં આવાના રાજાને અંગ્રેજ વચ્ચે થયું. પહેલી બ્રહ્મી લડાઈમાં આવાનો રાજા હાર્યો, તેથી અંગ્રેજ ને યાન્દાબુ આગળ કરાર કરી આપ્યો. એથી અંગ્રેજને આસામ આરાકાન ને ટિનાસરિમ પ્રાંત મળ્યા.

૧૩—લાહોરનું તહનામું ઈ૦ સ૦ ૧૮૪૬ માં લોર્ડ હાર્ડિંગના વખતમાં શીખ લોક જોડે અગ્રેજે કીધું. સોબ્રાઓનની લડાઈમાં શીખ હાર્યા, તેથી લાહોર મૂકામે નીચેની શરતે સલાહ કીધી. (૧) જલંદર દોઆબ એટલે રાવી ને શતલજની વચ્ચેનો મૂલક તથા લડાઇનો ખરચ શીખે અંગ્રેજને આપવો. (૨) લાહોરના શીખ રાજા તરીકે મયત રણજીતસિંગના છોકરા ધુલિપસિંગને અંગ્રેજે કબુલ રાખવો. (૩) લાહોરમાં અગ્રેજી કાંપ રાખવો. (૪) ફોજનો ખરચ શીખથી ન અપાયો, માટે કાશ્મિરને હજારા પ્રાંત અંગ્રેજને મળ્યા, તેમાંથી કાશ્મિર ૧ કરોડ રૂપીઆ માટે ગુલાબ સિંગ નામના શીખ સરદારને અંગ્રેજે વેચ્યો.

૧૪—ગંદામકનું તહનામું ઈ૦ સ૦ ૧૮૭૯ માં કાબુલના અમીર શેરઅલી પોતાના દેશમાં અંગ્રેજી લશ્કર આવ્યું તેની સામે ટકી શક્યો નહીં, માટે અફઘાન તુર્કસ્તાન તરફ નાઠો, ને મરણ પામ્યો. તેથી તેના છોકરા યાકુબે એ તહનામું અંગ્રેજ જોડે કીધું. એથી ખૈબર બોલન ને કુરમઘાટના મથાળા સુધી

અંગ્રેજી રાજ્યની હદ વધીને કાબુલમાં અંગ્રેજી રેસિડન્ટ લશ્કર સાથે રહેવા લાગ્યો. એ વખતે લોર્ડ લિટન ગવર્નર હતો.

---

# पूर्वणी ब.

## હિંદમાં થએલી મોટી મોટી લડાઇઓ

૧ **પહેલો મરાઠી વિગ્રહ:**—ઇ૦ સ૦ ૧૭૭૮ થી ૧૭૮૧ સુધી ચાલ્યો. અંગ્રેજ ને પેશ્વા વચ્ચે એ લડાઈ થવાનું કારણ એ કે રઘુનાથરાવે અંગ્રેજને સુરતમાં ૧૭૭૫ માં કરાર કરી આપ્યો, કે જો તમે મને પૂનાની પેશ્વાઈ અપાવો, તો હું તમને મુંબઇ, સાષ્ટી વિગેરે બેટો આપું. તેથી અંગ્રેજી લશ્કર પેશ્વાઇ મૂલકપર ચઢયું. જનરલ ગોદર્દે અમદાવાદ ને ડભોઇ જીતી લીધાં, ને કર્નલ પોપહામે ગ્વાલિયર ગઢ જીત્યો. એ લડાઈ વારનહેસ્ટિંગ્સના વખતમાં થઈ.

૨ **બીજો મરાઠી વિગ્રહ:**—એ લડાઇ નાગપૂરના રઘુજી ભોસલા તથા સિંધિયાએ મળી અંગ્રેજ જોડે કરી. એ લડાઈનું કારણ એ કે ઇ૦ સ૦ ૧૮૦૨ માં બાજીરાવ પેશ્વાએ વસાઇનું તહનામું અંગ્રેજને કરી આપ્યું, તેથી મરેઠી રાજ્યની સ્વતંત્રતા ગઇ, એમ માની સિંધિયા ને ભોંસલા લડવા તૈયાર થયા. એ લડાઇ ૧૮૦૨ થી ૧૮૦૪ સુધી પહોંચી. અંગ્રેજ સરદાર જનરલ વેલેસ્લી ને લોર્ડ લેક હતા.

વેલેસ્લીએ દક્ષિણમાં અસાઇ ને આરગામમાં જીત મેળવી, ને લોર્ડ લેકે અલીગઢ ને લાસ્વારીમાં જીત મેળવી. એથી બંને મરેઠા સરદારોએ સલાહ કીધી. એ લડાઇ લોર્ડ મોર્નીંગ્ટનના વખતમાં થઈ.

૩ **ત્રીજો મરાઠી વિગ્રહઃ**—ઈ૦ સ૦ ૧૮૧૭ થી ૧૮૧૮ સુધી એ લડાઈ ચાલી. ઇ૦ સ૦ ૧૮૦૨ ના વસાઇના કરારથી બાજીરાવ પેશ્વા નારાજી થયો હતો, ને વળી ૧૮૧૭ માં પૂનાના તહનામાંથી તેની સત્તા ઘણી કમી થઇ હતી, તેથી તેણે પૂનાની પાસે ખડકી ગામમાં અંગ્રેજી લશ્કર હતું, તેના ઉપર હુમલો કીધો, પણ હાર્યો. તેથી બાજીરાવ પૂના છોડી નાઠો. નાગપૂરના ભોંસલાએ સીતાબાલ્દીના કિલ્લામાં અંગ્રેજી લશ્કર હતું, તેના ઊપર હુમલો કીધો, પણ હાર્યો, ને મહિદપૂરના યુદ્ધમાં હોલ્કર પણ હાર્યો, તેથી મરેઠી ત્રીજા અથવા છેલ્લા વિગ્રહનો અંત આવ્યો. એ લડાઈ લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાં થઇ.

૪ **મૈસુર જોડેનો પહેલો વિગ્રહઃ**—૧૭૮૦ થી ૧૭૮૪ સુધી ચાલ્યો. હૈદરઅલીએ અંગ્રેજી મુલક જીત્યો. ને છેક લૂટ કરતો મદ્રાસ સુધી આવ્યો. તેથી કર્નલ બેલી તેની સાથે પોલીલોર આગળ લડયો, તેમાં હૈદરે અંગ્રેજી લશ્કરને કાપી નાંખ્યું. ને કર્નલ બેલીને કેદી બનાવ્યો. પણ સર આયરકુટે હૈદરને ૧૭૮૧ માં પોલિલોર શોલિંગરને ને પોર્તોનોવો આગળ હરાવ્યો. હૈદર ૧૭૮૨ માં મરણ પામ્યો, ને ૧૭૮૪ માં મેંગલૂરના કરાર પછી એ લડાઇનો અંત આવ્યો. એ લડાઈ વારનહેસ્ટિંગ્સના વખતમાં થઈ.

૫ **મૈસુર જોડેનો બીજો વિગ્રહ:**—૧૭૯૦ થી ૧૭૯૨ સુધી ચાલ્યો. એ વખતે ગવર્નર જનરલ લોર્ડ કાર્નવાલિસ હતો, અને એ લડાઇ ટીપુ જોડે થઈ. ત્રાવણકોરનો રાજા જે અંગ્રેજનો મિત્ર હતો તેના ઊપર ટીપુએ વગર કારણે ચઢાઇ કરી તેને હરાવ્યો, તેથી લોર્ડ કાર્નવાલિસ જાતે સેનાપતિ થઈ, ટીપુને શ્રીરંગપટ્ટણમાં ઘેર્યો. નિઝામ ને મરેઠા અંગ્રેજના પક્ષમાં હતા, ટીપુનું બેંગલૂર શહેર કાર્નવાલિસે જીત્યું, ને એરિકેરાની લડાઇમાં ટીપુને હરાવ્યો, તેથી ત્રણ કરોડ રૂપિયા અંગ્રેજને તથા પોતાનું અડધું રાજ અંગ્રેજ, નિઝામ ને મરેઠાને આપી ટીપુએ સલાહ કીધી.

૬ **મૈસુર જોડેનો ત્રીજો વિગ્રહ**—૧૭૯૯ માં થયો. ટીપુ ને અંગ્રેજ વચ્ચે એ વખતે ગવર્નર લોર્ડ મોર્નીંગ્ટન હતો. ટીપુ હિંદમાંથી અંગ્રેજને કાઢવા પ્રયત્ન કરતો હતો. ફ્રાંન્સના રાજા નપોલિયન બોનાપાર્ટ ને કાબુલના અમીર ઝેમાનશાહની તે એ કામમાં મદદ માગતો હતો. એ ખબર લોર્ડ મોર્નીંગ્ટનને થઇ, તેથી તેણે કહાવ્યું કે ટીપુસુલતાને અંગ્રેજના મિત્ર થઈ રહેવું, પણ ન માન્યું. તેથી જનરલ હારિસ, જનરલ વેલેસ્લી, મેજર સ્ટુઅર્ટ અને કમાન માલકમે ટીપુના રાજ્યપર ચઢાઇ કરી. સિડાસૂર, પનીઆની ને માળવેલી આગળ ટીપુ હાર્યો, અંતે શ્રીરંગપટ્ટણમાં ભરાયો. અંગ્રેજી ફોજે હલ્લો કીધો, તેમાં ટીપુ લડતાં મરાયો, તેના રાજમાંથી થોડો ભાગ મૈસૂરના અસલ રાજાના છોકરાને આપ્યો, ને બાકીનો અંગ્રેજ, નીઝામ ને મરાઠાએ વહેંચી લીધો.

૭ **પિંઢારી વિગ્રહ**:—મરેઠા સરદારોને પઠાણોનાં ટોળાં બંધાયાં, ને મધ્ય હિંદમાં લૂટ કરવા લાગ્યાં એ ટોળાંને પિંઢારા કહે છે. એઓનો જૂલમ બહુ વધી પડવાથી લૉર્ડ હેસ્ટિંગ્સે ૧૮૧૭માં એનો નાશ કીધો. એઓનો નાશ કરવા ૧ લાખ ને વીશ હજારનું લશ્કર અંગ્રેજે તૈયાર કીધું, ને ચોગરદમથી પિંઢારાને ઘેરી લીધા, તેથી પિંઢારાના નાયક અમીરખાંએ ટાંકનું સંસ્થાન પોતાને કબજે રાખવાનું નકી કરી, પોતાના લશ્કરને રજા આપી. અદ્યાપિ એના વંશજ ટાંકનું રાજ્ય ભોગવે છે. કરીમ નામનો પિંઢારો નાયક શરણ આવ્યો. ને ચીતુ નામનો નાયક જંગલમાં નાઠો ત્યાં વાઘે તેને માર્યો.

૮ **ગુર્ખા વિગ્રહ**:—ગુર્ખા લોકનું રાજ્ય નેપાળમાં છે, તેઓએ અંગ્રેજના સિકિમ, કમાઊન અને ગંગાના પ્રદેશોમાં પગપેસારો કીધો ને અંગ્રેજી રૈયતને પીડી, તેથી સર જ્યાર્જ બાર્લો તથા લૉર્ડ મિન્ટોએ એમ ન કરવા સૂચના કીધી, પણ ન માન્યું. આખરે લૉર્ડ હેસ્ટિંગ્સના વખતમાં ગુર્ખા ઉપર ઈ૦ સ૦ ૧૮૧૪માં જનરલ ઑક્ટરલોનીએ ચઢાઇ કરી, પણ નઠારાં હવાપાણીને લીધે હાર ખાધી. બીજે વર્ષે ૧૮૧૫માં ગુર્ખાને મકવાનપૂર આગળ જનરલ ઑકટર લોનીએ ને હરિહરપૂર આગળ કર્નલ કેલીને હરાવ્યા, ને સેગાઊલીનું તહનામું કરવાની ફરજ પાડી.

૯ **૧ લો બ્રહ્મી વિગ્રહ**:—આ લડાઇ લૉર્ડ આમ્હર્સ્ટના વખતમાં ઈ૦ સ૦ ૧૮૨૪થી ૧૮૨૬ સુધી થઇ. એ થવાનું કારણ કે બ્રહ્મી લોકો અંગ્રેજી રૈયતને પીડતા હતા, તેમ ન કરવા કહાવ્યું, પણ ન

માન્યું, તેથી એક સેના આસામમાં બીજી આરાકાન માં ને ત્રીજી ઈરાવતીના મુખ આગળ ગઈ. અંગ્રેજના ૨૦ હજાર માણસ મરણ પામ્યાં ને ૧૪ કરોડ રૂપીઆ ખરચ થયો, પરંતુ રંગુન, પ્રોમ અને પગામ આગળ બ્રહ્મી લોકને અંગ્રેજે હરાવ્યા. અંગ્રેજનો મુખ્ય સરદાર સર આર્શીબાલ્ડ કેમ્પબેલ હતો.

૧૦ **બીજો બ્રહ્મી વિગ્રહઃ**—બ્રહ્મદેશના રાજાએ અંગ્રેજના વહાણના કપ્તાનનું અપમાન કીધું તથા રંગુનના યૂરોપી વેપારીને હેરાન કીધા, તેથી ૧૮૫૨ માં બીજી બ્રહ્મી લડાઇ લોર્ડ ડેલહૌસીએ ઊઠાવી. રંગુન ને પેગુની લડાઈમાં જનરલ ગોડવીને બ્રહ્મીને હરાવ્યા ને પેગુ પ્રાંત ખાલસા કીધો.

૧૧ **પહેલો શીખ વિગ્રહઃ**—રણજીતસિંગના મુઆ પછી શીખ દરબારમાં ઘણો ગેરબંદોબસ્ત થયો હતો. રાણી ચંદાકુવર લાલસિંહ નામના સરદાર જોડે આડી વર્તણુક ચલાવતી, ને બીજા શીખ સરદારો પણ મરજીમાં આવે, તેમ વર્તતા. લશ્કરમાંથી યૂરોપી નાયકને રજા આપી હતી. અફઘાનિસ્તાનમાં અંગ્રેજી લશ્કરની ખરાબી થયા પછી શીખ સેના અંગ્રેજ જોડે લડવાને ટાંપી રહી હતી. ઈ૦ સ૦ ૧૮૪૫ માં સતલજ નદી ઓળંગી શીખ સેના અંગ્રેજી મૂલકમાં પેઠી. સેનાપતિ સરહ્યુગાફને ગવર્નર જનરલ લોર્ડ હાર્ડિંગ તાકીદ સરહદપર આવ્યા. મુડકી, ફિરોજ શહેર, અલીવાલ, બદ્દિવાલ અને સોબ્રાઓન આગળ લડાઇ ૧૮૪૫ માં થઈ, પણ અંગ્રેજને ઘણી હાની પહોચી, પણ ૧૮૪૬ માં સોબ્રાઓન આગળની લડાઈમાં સરહ્યુગાફ ને સરહેન્રી સ્મીથે

શીખને હરાવી લાહોરનું તહનામું કરવાની ફરજ પાડી.

૧૨ **બીજો શીખ વિગ્રહ**:—એ લડાઇ થવાનું કારણ એ કે મુલતાનમાં બે અંગ્રેજને શીખલોકે દગો કરી મારી નાંખ્યા, તેથી લોર્ડ ડેલહૌસીને ફરીથી લડાઈ કરવાની જરૂર ૧૮૪૯ માં જણાઇ. ચીલીયનવાળાની લડાઇમાં અંગ્રેજોએ હાર ખાધી, પણ ગૂજરાત ગામ આગળ સરહ્યુગાર્ફે જીત મેળવી, ને પંઝાબને લોર્ડ ડેલહૌસીએ ખાલસા કીધું.

૧૩ **પહેલી અફઘાન લડાઈ**:—અફઘાનિસ્તાનમાં બર્કજાઇ વંશનો દોસ્ત મહંમદ અમીર હતો તેણે દુર્રાની શાહજાદા શાહ સુજાની પાસેથી રાજ લઈ લીધું, ને તેને કાઢી મૂકયો. લોર્ડ ઓકલાંડે અલેકઝાન્ડર બર્ન્સને વકીલ બનાવી, દોસ્ત મહંમદના દરબારમાં મોકલ્યો, શાથી જે મધ્ય એશિયામાં રૂશિયાનું જોર વધતું જતું હતું, બર્ન્સને દોસ્ત મહંમદ કહ્યું કે શીખ પાસેથી પેશાવર અપાવો, તો તમે કહો, તે શરત કબુલ કરૂં. લોર્ડ ઓકલાંડથી પેશાવર આપી શકાય તેમ ન હતું, માટે અફઘાનિસ્તાનની ગાદીએ પોતાનું કહ્યું કરે, એવો અમીર હોય તો ઠીક એમ લોર્ડ ઓકલાંડે ઇચ્છું, તેથી શાહ સુજા જે લુધિઆનામાં હતો, તેને લઈ અંગ્રેજી સેના અફઘાનિસ્તાનમાં પેઠી. ગીજની ને કંદહાર જીત્યાં, ને દોસ્તમહંમદ કાબુલ છોડી નાઠો, તેથી શાહ સુજાને કાબુલનો અમીર અંગ્રેજે બનાવ્યો, ને અલેકઝાન્ડર બર્ન્સને કાબુલનો રેસીડન્ટ નીમ્યો. અફઘાનોએ પાછળથી ૧૮૪૧ માં હલ્લો કરી, અલેકઝાન્ડર

બર્ન્સને મારી નાંખ્યો, ને મેકનોટન નામના અમલદારને દોસ્ત મહંમદના છોકરા અકબરખાને માર્યો. અંગ્રેજી લશ્કર હિંદમાં આવવા નીકળ્યું, તે ટાઢથી તથા અફઘાનોના હુમલાથી નાશ પામ્યું. માત્ર ડાક્ટર બ્રાઇડોન જલાલાબાદ સુધી જીવતો આવી પહોંચ્યો.

૧૪ **બીજી અફઘાન લડાઈ**:—ઇ૦ સ૦ ૧૮૭૮થી ૧૮૮૦ સુધી ચાલી. એ વખતે લોર્ડ લિટન ગવર્નર જનરલ હતો. કાબુલનો અમીર શેરઅલી રૂશિઆ જોડે છુપી મિત્રાચારી રાખતો હતો. તેણે અંગ્રેજી એલચીને પોતાના દેશમાં પેસવા દીધો નહીં, ને રૂશિયાના વકીલને ઘણું માન આપ્યું, એથી લડાઇ ઊભી થઇ. અંગ્રેજી સેના ખૈબર કુરમને બોલનઘાટને રસ્તેથી અફઘાનિસ્તાનમાં દાખલ થઈ. અમીર શેરઅલી નાઠો ને તેના છોકરા જોડે ગંદામક આગળ તહનામું કરી કાબુલમાં સરલુઈ કાવાન્યારીને રેસીડન્ટ નીમ્યો. અફઘાનોએ પાછળથી રેસીડન્ટને તથા તેના રસાળાને દગાથી મારી નાંખ્યા, તેથી સર ફ્રેડરીક રોબર્ટસે પાછી ચડાઈ કરી ને અફઘાનોને ૧૮૮૦ માં સંપૂર્ણ હરાવ્યા.

૧૪ **મીઆનીની લડાઈ**:—૧૮૪૩ માં થઈ. સર ચાર્લ્સ નેપિઅરે અમીરોને હરાવી સિંધ જીત્યો, એ વખતે લોર્ડ એલેનબરો ગવર્નર હતો, સિંધના અમીરોએ સિંધુમાં અંગ્રેજની આગબોટ માટે બળતણ પુરું પાડવું. અગ્રેજને જે ખંડણી આપતા હતા તેના બદલામાં થોડો મૂલક આપવો. અમીરોએ સિક્કા પાડવા નહીં, પણ તે અંગ્રેજને પાડવા દેવા. આવા

કરાર અમીરોએ કબુલ કીધા નહીં, તેથી આ લડાઈ થઇ એ અમીરોમાં શાહમહંમદ ને શેર મહંમદ મૂખ્ય હતા.

૧૫ **પ્લાસીની લડાઈઃ**—૧૮૫૭માં બંગાળાના નવાબ સુરાજઉદૌલા ને ક્લેવની વચ્ચે થઈ. તેમાં નવાબ હાર્યો, ને અંગ્રેજને બંગાળા બાહાર ને ઓરિસા પ્રાંત મળ્યા. એ લડાઇનું કારણ એ હતું કે સુરાજ ઉદૌલા ઘણો જુલમગાર હતો, ને અંગ્રેજ જોડે લડયો હતો, તથા ફ્રેંચના પક્ષમાં ગયો હતો, એને ઠામે મીર જાફરને નવાબ બનાવવાનો હતો, તેણે કંપનીને વેપારમાં લાભકારી શરતો કરી આપવા કબુલ કીધું, તથા અંગ્રેજ અધિકારીઓને પુષ્કળ પૈસા આપવા કબુલ કીધા હતા, તથા અગ્રેજની મરજી પ્રમાણે રાજ્ય કરવાને કબુલ કીધું તેથી એ લડાઈ થઈ.



## હિંદમાં થએલી બીજી જાણવાજોગ લડાઇઓ વરસના અનુક્રમ મુજબ.

| વરસ. | લડાઈનાં નામ. | કોની કોની વચ્ચે ને પરિણામ. |
|---|---|---|
| ઈ૦સ૦પૂ૦૫૦૦૦ | કરૂક્ષેત્ર (પાણીપત) | પાંડવે કૌરવને હરાવ્યા. |
| ઈ૦સ૦પૂ૦ ૩૨૭ | જેલમની. | સિકંદરે પૌરવને હરાવ્યો. |
| ઈ૦ સ૦ ૧૦૨૪ | સોમનાથની. | મહંમદ ગીજનવીએ ગૂજરાતના રાજા ભીમને હરાવ્યો. |
| ,, ૧૧૯૩ | થાણેશ્વરની. | મહંમદઘોરીએ પૃથુરાજને હરાવ્યો. |
| ,, ૧૫૨૬ | પાણીપતની. | બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| ,, ૧૫૨૭ | સિકરીની. | બાબરે મેવાડના રાણા સંગને હરાવ્યો. |
| ,, ૧૫૪૦ | કનોજની. | શેરશાહે હુમાયુને હરાવ્યો. |
| ,, ૧૫૫૬ | પાણીપત. | બેહરામે હેમુને હરાવ્યો. |
| ,, ૧૭૩૪ | ડભોઇની. | બાજીરાવે ત્રિંબકરાવ ડાભાડેને હરાવ્યો. |
| ,, ૧૭૩૮ | કર્નાલની. | નાદિરશાહે મોગલને હરાવ્યા. |
| ,, ૧૭૪૮ | સરહિંદની. | મોગલોએ અહમદશાહ દુર્રાનીને હરાવ્યો. |
| ,, ૧૭૫૦ | ત્રિચિનાપલીની. | મુજફ્ફરજંગને નાસિરજંગે હરાવ્યો. |
| ,, ૧૭૫૦ | અંબુરની. | ડુપ્લેએ અન્વરૂદીનને હરાવ્યો. |

| | | | |
|---|---|---|---|
| ઈ૦ સ૦ | ૧૭૫૧ | આર્નીની. | ક્લૈવે રાજાસાહેબને હરાવ્યો. |
| ” | ૧૭૫૨ | કોવ્રેપાકની. | ક્લૈવે રાજાસાહેબ તથા ફ્રેંચને હરાવ્યા. |
| ” | ૧૭૫૨ | બાહુરની. | મેજર લારેન્સે ફ્રેંચને હરાવ્યા. |
| ” | ૧૭૫૭ | પ્લાસીની. | ક્લૈવે સુજાઉદ્દોલાને હરાવ્યો. |
| ” | ૧૭૫૯ | વાંદેવાશની. | સરઇકુટે લાલી ને બુસીને હરાવ્યા ને બુસીને કેદ કીધો. |
| ” | ૧૭૫૯ | ચિન્સુરાની. | અંગ્રેજે વલંદાને હરાવ્યા. |
| ” | ૧૭૬૦ | પટણાની. | અંગ્રેજે મીર કાસીમને હરાવ્યો. |
| ” | ૧૭૬૧ | પાણીપતની. | અહમદશાહ દુર્રાનીએ મરેઠાને હરાવ્યા. |
| ” | ૧૭૬૩ | ઘેરિયાની. | અંગ્રેજે મીરકાસીમને હરાવ્યો. |
| ” | ૧૭૬૩ | ઊંધાનાળાની. | મેજર આદમ્સે મીર કાસીમને હરાવ્યો. |
| ” | ૧૭૬૪ | બકસારની. | મેજર મન્રોએ સુજાઉદ્દોલાને હરાવ્યો. |
| ” | ૧૭૬૪ | કાલ્પીની. | અંગ્રેજે સુજાઉદ્દોલાને હરાવ્યો. |
| ” | ૧૭૬૭ | અંબૂરની. | કર્નલસ્મિથે હૈદરને હરાવ્યો. |
| ” | ૧૭૬૭ | ત્રિનોમાલીની. | કર્નલસ્મિથે હૈદરને હરાવ્યો. |
| ” | ૧૭૬૭ | ચંગમાની. | અંગ્રેજે હૈદરને હરાવ્યો. |
| ” | ૧૭૭૨ | ચેરકુલીની. | પેશ્વાએ હૈદરને હરાવ્યો. |

| | | | |
|---|---|---|---|
| ઈ૦ સ૦ | ૧૭૮૦ | પોલિલોરની. | કર્નલ બેલીને હૈદરે હરાવ્યો ને કેદ પકડયો. |
| ,, | ૧૭૮૧ | ચિલાંબ્રમની. | હૈદરે સર ઈનકુટને હરાવ્યો. |
| ,, | ૧૭૮૧ | પોર્તોનોવોની. | કુટસાહેબે હૈદરને હરાવ્યો. |
| ,, | ૧૭૮૧ | પોલિલોરની. | કુટસાહેબે હૈદરને હરાવ્યો. |
| ,, | ૧૭૮૧ | શોલિંગર. | કુટસાહેબે હૈદરને હરાવ્યો. |
| ,, | ૧૭૮૨ | પનીઆનીની. | અંગ્રેજે હૈદરને હરાવ્યો. |
| ,, | ૧૭૯૧ | સીમોગાની. | અંગ્રેજે ટીપુને હરાવ્યો. |
| ,, | ૧૭૯૧ | એરિકેરાની. | લોર્ડ કાર્નવાલિસે ટીપુને હરાવ્યો. |
| ,, | ૧૭૯૯ | માલવેલીની. | અંગ્રેજે ટીપુને હરાવ્યો. |
| ,, | ૧૭૯૯ | સીડાસુરની. | અંગ્રેજે ટીપુને હરાવ્યો. |
| ,, | ૧૭૯૯ | શ્રીરંગપટ્ટણની. | અંગ્રેજે ટીપુને હરાવ્યો. |
| ,, | ૧૮૦૨ | પૂનાની. | હોલ્કરે બાજીરાવ પેશ્વાને હરાવ્યો. |
| ,, | ૧૮૦૩ | અસાઈની. | સિંધિયા તથા હોલ્કરને જનરલ વેલેસ્લીએ હરાવ્યા. |
| ,, | ૧૮૦૩ | દિલ્હીની. | જનરલ લેકે સિંધિયાને હરાવ્યો. |
| ,, | ૧૮૦૩ | આરગામની. | જનરલ લેકે સિંધિયાને હરાવ્યો. |
| ,, | ૧૮૦૩ | આગ્રાની. | જનરલ લેકે મરાઠાને હરાવ્યા. |

| | | | |
|---|---|---|---|
| ઈ૦ સ૦ | ૧૮૦૪ | દીગની. | ફ્રેજર નેમોનશને હોલ્કરને હરાવ્યો, |
| ,, | ૧૮૦૪ | ફરકાબાદની. | લોર્ડ લેકે હોલ્કરને હરાવ્યો. |
| ,, | ૧૮૧૬ | મકવાનપૂરની. | જનરલ ઓકટર લોનીએ ગુર્ખાને હરાવ્યા. |
| ,, | ૧૮૧૬ | હરિહરપૂરની. | કર્નલ કેલિને ગુર્ખાને હરાવ્યા. |
| ,, | ૧૮૧૭ | ખડકીની. | અંગ્રેજે બાજીરાવ પેશ્વાને હરાવ્યો. |
| ,, | ૧૮૧૭ | નાગપૂરની. | અંગ્રેજે મરેઠાને હરાવ્યા. |
| ,, | ૧૮૧૭ | મહિદપૂરની. | સર જેમ્સ માલકમે હોલ્કરને હરાવ્યો. |
| ,, | ૧૮૧૭ | કોરેગામની. | અંગ્રેજે બાજીરાવ પેશ્વાને હરાવ્યો. |
| ,, | ૧૮૧૮ | આસ્ટેની. | અંગ્રેજે બાપુજી ગોખલેને હરાવ્યો. |
| ,, | ૧૮૨૪ | રંગુનની. | અંગ્રેજે બ્રહ્મીને હરાવ્યા. |
| ,, | ૧૮૨૫ | પ્રોમની. | અંગ્રેજે બ્રહ્મીને હરાવ્યા. |
| ,, | ૧૮૨૫ | પગામની. | સર આર્શીબાલ્ડકેમ્પબેલે બ્રહ્મીને હરાવ્યા. |
| ,, | ૧૮૪૨ | કંદહારની. | જનરલ નોટે અફઘાનોને હરાવ્યા. |
| ,, | ૧૮૪૩ | મીઆનીની. | સર ચાર્લ્સ નેપિયરે સિંધના અમીરોને હરાવ્યા. |
| ,, | ૧૮૪૩ | હૈદ્રાબાદની. | સર ચાર્લ્સ નેપિયરે સિંધના અમીરોને હરાવ્યા. |

| | | | |
|---|---|---|---|
| ઈ૦ સ૦ | ૧૮૪૩ | મહારાજપૂરની. | લોર્ડ ગાફે સિંધીયાને હરાવ્યો. એમાં ગવર્નર જનરલ લોર્ડ એલેનબરો જાતે હાજર હતો. |
| ,, | ૧૮૪૩ | પનીઆહની. | અંગ્રેજે સિંધિયાને હરાવ્યો. |
| ,, | ૧૮૪૫ | મુડકીની. | લોર્ડ ગાફે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૫ | ફીરોજશાહરની. | અંગ્રેજે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૫ | બદ્દિવાલની. | અંગ્રેજે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૬ | અલિવાલની. | સર હેન્રી સ્મિથે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૬ | સોબ્રાઓનની. | સર હેન્રીસ્મિથ તથા ગાફ સાહેબે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૯ | ચીલીયનવાળાની. | લોર્ડ ગાફે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૯ | ગૂજરાતની. | લોર્ડ ગાફે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૪૯ | સદુસેનની. | અંગ્રેજે શીખને હરાવ્યા. |
| ,, | ૧૮૫૨ | રંગુનની | અંગ્રેજે બ્રહ્મીને હરાવ્યા. |
| ,, | ૧૮૫૨ | પેગુની. | અંગ્રેજે બ્રહ્મીને હરાવ્યા. |
| ,, | ૧૮૭૯ | કાબુલની. | સર ફ્રેડરીક રોબર્ટસે અફઘાનને હરાવ્યા. |
| ,, | ૧૮૮૦ | કંદહારની. | અયુબખાંને અંગ્રેજને હરાવ્યા. |
| ,, | ૧૮૮૦ | કંદહારની. | સર ફ્રેડરિક રોબર્ટસે અયુબખાનને હરાવ્યો. |

# પૂર્વણી ક.

## કેટલાંક મહાન સ્ત્રી પુરૂષોની ટુંકી હકીકત.

**હૈદર:**—મૈસૂરમાં અસલ હિંદુ રાજા હતા, તેનો પ્રધાન નંદરાજ હતો. કર્ણાટકમાં ફ્રેંચ ને અંગ્રેજ લડતા ત્યારે નંદરાજ એ બેમાંથી એકાદને મદદ કરતો. એ વખતે નંદરાજના લશ્કરમાં હૈદરઅલી નામનો નાયક હતો. હૈદરનો બાપ ફતેહમહંમદ મૈસૂરના લશ્કરમાં નાયક હતો. ૨૭ વર્ષની ઊમર સુધી તો હૈદર કશા ધંધામાં પડયો નહીં, પણ તેના મોટા ભાઇએ તેને લશ્કરમાં નોકરી અપાવી, નોકરીમાં તેણે સાહસ શૂર અગમચેતી વિગેરે મોટા ગુણ દેખાડ્યા, તેથી તે દરજ્જે ચઢ્યો. હૈદરે પોતાની ટુકડીમાં ઘણાં માણસો રાખ્યાં. તેઓને પગાર નહીં પણ લૂટમાંથી ભાગ આપે. લૂટ, લુચ્ચાઇ ને દગાથી હૈદરે ઘણું ધન મેળવ્યું. પછી નંદરાજને કહાવી પોતે પ્રધાન થયો, ને ૧૭૬૧ માં મૈસુરના રાજાને પદભ્રષ્ટ કરી, પોતે રાજા થયો. રાજ્ય મળ્યા પછી પોતાના રાજ્યની આસપાસનાં નાનાં રાજ્યોને જીતી પોતાના રાજ્યમાં ઊમેર્યાં. ૧૭૬૫ માં પેશ્વા માધવરાવે હૈદરને હરાવ્યો. ૧૭૬૭ માં નિઝામ ને હૈદર બંનેને ત્રિનોમાલીના રણમાં સ્મિથ સાહેબે હરાવ્યા. ૧૭૭૨ માં ચેરકુલીના રણમાં પેશ્વા માધવરાવે હૈદરને હરાવ્યો, તેથી પોતાના રાજ્યનો ઊત્તર ભાગ પેશ્વાને આપી સલાહ કીધી. હૈદરને દારૂ પીવાની ટેવ હતી, તે ભણેલો ન હતો. હૈદરે કુર્ગમાંત જીત્યો. અંગ્રેજે ફ્રેંચનું માહે બંદર સર કીધું, પણ માહેની નજીક હૈદરનો મુલક

હોવાથી તેને લડવાનું બહાનું મળ્યું, કર્ણાટકપર ચઢી, અંગ્રેજનો ઘણો મૂલક લીધો. અને પોલિલોરમાં કર્નલ બેલીને હરાવ્યો, ને કેદ પકડ્યો, પણ બંગાળેથી સર આયરકુટ મોટું લશ્કર લઇ આવ્યો, ને હૈદરને હરાવ્યો. ૧૭૮૨ માં ૮૦ વર્ષની ઊમરે હૈદર મરણ પામ્યો. તે કપટી ને ઘાતકી હતો, પણ લડવામાં ઘણોજ બહાદુર, ઊમંગી ને હોશિયાર હતો. એ મુઓ ત્યારે ત્રણ કરોડ રૂપિઆ લાખોનું ઝવેર ને એક લાખનું લશ્કર ટીપુને આપી ગયો. પુર્નીયા ને કૃષ્ણરાવ નામના હિંદુ એનો ઉપજ ખરચનો હિસાબ રાખતા હતા.

૨ **ટીપુ**:—૧૭૮૨ માં હૈદરના મુઆ પછી એ સુલતાન થયો. એને પેગમ્બર થવાનું મન હતું. અંગ્રેજ જોડે લડાઈ જારી રાખી, પણ ૧૭૮૪ માં મદ્રાસ સરકારે હિંમત ખોઈ, મેંગલૂરમાં સલાહ કરી. ૧૭૯૨ માં લોર્ડ કાર્નવાલિસે ટીપુને હરાવ્યો, ને શ્રીરંગપટ્ટણમાં ઘેર્યો તેથી અડધું રાજ ટીપુએ છોડી સલાહ કીધી. એ વખતે ટીપુએ પાદશાહ પદ ધારણ કીધું હતું. ૧૭૯૯ માં અંગ્રેજ જોડે ફરીથી લડ્યો, તેમાં ૪ થી મેએ લડતાં એનું મરણ થયું.

૩ **સુરાજઊદ્દૌલા**:—બંગાળાનો નવાબ અલીવર્દખાન ૧૭૫૫ માં મુઓ. તેના પછી તેનો પૌત્ર સુરાજઊદ્દૌલા નવાબ થયો. એ નવાબનો કોઇ સગો એના જુલમથી નાશી જઇ, કલકત્તાના અંગ્રેજના રક્ષણમાં રહ્યો. નવાબે તેને માગ્યો, પણ અંગ્રેજે આપ્યો નહીં, તેથી નવાબ કલકત્તાપર ચઢયો, અંગ્રેજોને હરાવ્યા, ને ૧૪૬ અંગ્રેજોને એક અંધારી કોટ

ડીમાં પૂર્યા, તેમાંથી ૧૨૩ મુઆ, તેથી ક્લૈવ ને વાટસન નવાબ સાથે લડવા આવ્યા, ને નવાબને હરાવી કલકત્તા પાછું લીધું. ક્લૈવે ફ્રેંચનું ચંદ્રનગર જીત્યું, તે નવાબને ગમ્યું નહીં, તેથી નવાબ ફ્રેંચના પક્ષમાં ગયો, તેથી ૧૭૫૭ માં ક્લૈવે સુરાજઉદૌલાને પ્લાસીના રણમાં હરાવ્યો, ને નસાડયો. એના પછી મીર જાફર નવાબ થયો, તેના છોકરાએ સુરાજઉદૌલાને મારી નાંખ્યો.

૪ **મીર જાફર**:—સુરાજઉદૌલા નવાબનો એ સેનાપતિ હતો તેને ગાદીથી ઉઠાડી મૂકવાને જે છુપી મસલત ક્લૈવે કરી, તેમાં એ શામિલ હતો. એણે કબુલ કીધું હતું કે, મને નવાબી મળશે, તો હું અંગ્રેજ વેપારી ને અધિકારીને પુષ્કળ પૈસા આપીશ, ને કંપનીને વેપારમાં લાભકારી શરત કરી આપીશ. સને ૧૭૫૭ માં ક્લૈવે પ્લાસીની લડાઇ જીતી એને નવાબ બનાવ્યો. અંગ્રેજની ઇચ્છા પ્રમાણે રાજ કરવું એમ કબુલ કરી એ નવાબ બન્યો. ક્લૈવે એને દિલ્હીના પાદશાહની મંજુરી મેળવી આપી. ૧૭૬૦ માં વાન્સીતાર્ત ગવર્નર હતો, તેણે મીર જાફરને ગાદીથી ઉઠાડી, તેના જમાઇ મીર કાસિમને નવાબ બનાવ્યો.

૫ **મીર કાસિમ**:—મીર કાસિમ નવાબ થયો તેણે અંગ્રેજને બર્દવાન, ચીતાગોંગ અને મેદનાપૂર પરગણાં આપ્યાં. મીર કાસીમે અંગ્રેજથી સ્વતંત્ર થવા ઇચ્છ્યું. અંગ્રેજો કંપનીના વેપાર ભેગો પોતાનો ખાનગી વેપાર પણ કરતા. નવાબે કંપનીના માલ પરનું દાણ માફ કીધું હતું, પણ ખાનગી ગૃહસ્થોના

માલપર દાણ લેવા માંડયું, તે અંગ્રેજે આપ્યું નહીં, તેથી લડાઇ થઈ. મીર કાસિમની રાજધાની મોંગીરમાં હતી, ને તેના લશ્કરમાં યૂરોપી નાયકો હતા. પટણામાં ૨૦૦ અંગ્રેજને મીર કાસિમે કાપી નાંખ્યા, તેથી અંગ્રેજ સરદાર આદમ્સે તેને **ઘેરીઆ** આગળ હરાવ્યો, તેથી તે નાઠો, ને અયોધ્યાના નવાબના રક્ષણમાં રહ્યો. અયોધ્યાનો નવાબ, દિલ્હીનો પાદશાહ ને મીર કાસિમ એકત્ર થઈ બકસાર આગળ લડયા, પણ મેજર મનરોએ ૧૭૬૪ માં તેઓને હરાવ્યા.

૬ **મહમદઅલી**:—કર્ણાટકનો નવાબ હતો. એનો બાપ અન્વરૂદીન પણ કર્ણાટકનો નવાબ હતો. અન્વરૂદીનની સામે ચંદા સાહેબ હતો, ને તેણે ફ્રેંચની મદદ મેળવી હતી. ફ્રેંચોએ કર્ણાટકની નવાબી ચંદા સાહેબને મેળવી આપી, ને લડાઈમાં અન્વરૂદીન મરાયો, તેથી મહમદઅલી પોતાનું બચેલું લશ્કર લઈ ત્રિચિનાપલીમાં ભરાયો. મહમદઅલીને અંગ્રેજની મદદ હતી. તેથી અંગ્રેજે ચંદા સાહેબના આર્કાટ શહેર પર ઘેરો ઘાલ્યો તેથી ચંદા સાહેબનો છોકરો રાજા સાહેબ પોતાનું શહેર સમાલવા ગયો, તેથી ત્રિચિનાપલીના ઘેરામાંથી મહમદઅલી મુક્ત થયો, ને અંગ્રેજે તેને કર્ણાટકનો નવાબ બનાવ્યો. ૧૬૯૫ માં પુષ્કળ દેવું મૂકી મહમદઅલી મરણ પામ્યો.

૭ **ચંદા સાહેબ**:—કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો એ જમાઈ થાય. ત્રિચિનાપલીના હિંદુ રાજાની વિધવા પાસેથી તે શહેર લઇ ચંદા સાહેબે ફ્રેંચને આપ્યું હતું. તથા તંજાવરના હિંદુ રાજા પાસેથી

કારીકલ લઇ ફ્રેંચને આપ્યું. તેથી રઘુજી ભોંસલાને મોરારી રાવે નવાબ દોસ્તઅલીને અંબૂરની લડાઇમાં હરાવ્યો, ને માર્યો. તથા ચંદા સાહેબને પકડી પૂને લઈ ગયા. નિઝામ ઊલમૂલ્કના છોકરા મુજફ્ફરજંગ પાસેથી નાસીરજંગે ગાદી લઇ લીધી, તેથી તે પૂનાના મરાઠાની મદદ લેવા ગયો, ત્યાં તેને ચંદાસાહેબની મુલાકાત થઇ. એ બંનેએ મળી ફ્રેંચની મદદ માગી. સાત લાખ રૂ૦ દંડ આપી ડુપ્લેએ મરાઠા પાસેથી ચંદા સાહેબને છોડવ્યો. એ ત્રણેએ મળી કર્ણાટકના નવાબ અન્વરૂદીનને હરાવ્યો ને માર્યો.

૮ **મલેકકાફુરઃ**—ઇ૦ સ૦ ૧૨૯૭ માં અલાઊદ્દીન ખિલજીના સરદારોએ ખંભાત લૂટયું. ત્યારે મલેક કાફુર નામનો એક ખૂબસુરત ને બુદ્ધિમાન આદમી તેના જોવામાં આવ્યો. એ સુલતાનનો માનીતો થયો. તેને પાદશાહે ફોજ આપી દક્ષિણમાં મોકલ્યો. તેણે તેલંગાણ ને વરંગુળ જીત્યાં કર્ણાટકના રાજાને મારી, ત્યાંના બલાલવંશની સમાપ્તિ કીધી. તથા રામેશ્વર જીત્યું. દેવગિરીના રાજાને હરાવી માર્યો, તથા મહારાસ્ટ્ર ને કર્ણાટક જીત્યા. બેગમને બે શાહજાદાને પાદશાહને જુઠું સમજાવી કેદ કરાવનાર પણ એજ કાફુર હતો. એવું કહેવાય છે, કે કાફુરેજ અલાઊદ્દીનને ઝેર દઈ માર્યો. અલાઊદ્દીન પછી તેના છોકરા ઊમરના નામથી કાફુરે રાજ્ય ચલાવ્યું, બે શાહજાદા જે કેદમાં હતા, તેની આંખો ફોડાવી ને ત્રીજા મુબારકને મારવાને મારા મોકલ્યા, પણ તે મારાઓએ ઊલટો કાફુરનો જીવ લીધો.

૯ **બેહેરામખાં**:—હુમાયુનનો એ વજીર હતો,

જાતે તુર્ક હતો. હુમાયુન પછી તેનો પુત્ર અકબર ગાદીએ બેઠો, તે વખતે તેની ઊમર નાની હોવાથી તેના વતી બેહેરામે રાજ ચલાવ્યું, ને ખાનખાના એટલે રાજપિતા કહેવાતો. અકબર મોટો ને સમજણો થયો, ત્યારે આગ્રે જઇ પોતાના નામથી રાજ્ય કરવા લાગ્યો, તેથી બેહેરામે નારાજ થઈ બંડ કીધું, પણ અકબરે તેને પકડયો, ને માફી આપી. પછી બેહેરામ મક્કે હજ કરવા ગયો. રસ્તે ગૂજરાતમાં કોઈ પઠાણે પોતાના બાપનું વેર લેવાના બદલામાં બેહેરામને પાટણના સહસ્ત્રલિંગ તળાવ આગળ મારી નાંખ્યો. ૧૫૫૬ માં પાણીપતની લડાઇમાં બેહેરામે હેમુને હરાવ્યો.

૧૦ **ફૈજી**:—અકબરના વખતમાં મહાભારત ને રામાયણનો ફારસીમાં તરજુમો કરનાર વિદ્વાન.

૧૧ **અબુલફજલ**:—આઇ ને અકબરી એટલે અકબરના કાયદાનું પુસ્તક બનાવનાર.

૧૨ **જેનખાં**:—અકબરનો દુધભાઈ બીરબલ જોડે કાશ્મિરપર ચઢાઇ કરવા ગયો, હતો ને દગો કરી બીરબલને એણે મરાવ્યો, તેથી એના ઉપર અકબર બહુ નારાજી થયો હતો.

૧૩ **મોહોબતખાં**:-જહાંગીરના વખતમાં એક મોટો સરદાર હતો. એણે જહાંગીર સામે બંડ કીધું હતું, અને પાદશાહ તથા બેગમને છ મહિના સુધી પોતાના કબજામાં રાખ્યાં હતાં. એ કાબુલનો સુબેદાર હતો. શાહજાદા પાર્વીઝ જોડે એને દોસ્તી થઈ, તેથી નૂરજહાંને તે અકારો થઇ પડયો. જહાંગીરના મરણ પછી એની મદદથીજ શાહજહાં પાદ-

શાહ થવા પામ્યો.

૧૪ **ડુપ્લે**:—ફ્રેંચનો પોંડિચેરીનો ગવર્નર જનરલ હતો. એણે મોરીસના સુબેદાર લાબોરદોનસને મદ્રાસપર ચઢાવ્યો. તેણે મદ્રાસ જીત્યું, પણ લાંચ લઇ પાછું અંગ્રેજને આપ્યું, તેથી ડુપ્લેએ તે કબુલ કીધું નહીં ને અંગ્રેજ કેદીને પોંડિચેરીમાં આણ્યા. ડુપ્લેએ અંગ્રેજના ફોર્ટસેન્ટ ડેવિડ ઘઢ ઊપર હુમલો કીધો પણ હાર્યો. અંગ્રેજોએ પોંડીચેરીને ઘેરો ઘાલ્યો, પણ ડુપ્લેએ પાછો વાળ્યો. ચંદા સાહેબ માટે એણે મરેઠાને સાત લાખ દંડ આપ્યો. ચંદાસાહેબ, મુજફ્ફરજંગ ને ડુપ્લેએ મળી અન્વરૂદીને હરાવ્યો ને માર્યો. તે ઠેકાણે ડુપ્લેનો કીર્તિસ્તંભ ચણાવ્યો. ને ડુપ્લે ફતેહઆબાદ શહેર વસાવ્યું. ફ્રેંચ ઇસ્ટઇન્ડીઆ કંપનીએ એને ૧૭૫૪ માં પાછો બોલાવી લીધો.

૧૫ **બુસી**:—એ ફ્રેંચ સરદાર હતો. ડુપ્લેના હાથ નીચે એ હતો. એણે સલાબતજંગને દક્ષિણનો સુબેદાર બનાવ્યો. અને તેનું રક્ષણ કરવા ફ્રેંચ ફોજ સાથે બુસી ઔરંગાબાદમાં રહ્યો. લાલી નામના ગવરનરે બુસીને ઔરંગાબાદમાંથી બોલાવી લીધો. તેથી બુસી નારાજી થયો. શાથી જે તેણે ઘણું ધન એકઠું કીધું હતું. તે સાચવવા પર તેનું લક્ષ હતું. લાલી ને બુસીએ મળી અંગ્રેજના વાંદેવાશને ઘેરો ઘાલ્યો. તેમા સર આયરકુટે તેમને હરાવ્યા ને બુસીને કેદ પકડયો ૧૭૬૦.

૧૬ **લાલી**:—ડુપ્લેના પછી ફ્રેંચનો ગવર્નર જનરલ થઇ એ ૧૭૫૭ માં પોંડિચરીમાં આવી પહોચ્યો. તેણે ફોર્ટસેન્ટ દેવીડગઢ અંગ્રેજનો જીત્યો, ને

મદ્રાસને ઘેરો ઘાલ્યો, પણ પાછળથી ઉઠાવવો પડ્યો. પછી લાલીએ અંગ્રેજના વાંદેવાશને ઘેરો ઘાલ્યો, પણ કુટ સાહેબે પાછો વાળ્યો. ૧૭૬૧ માં ફ્રેંચનું પોંડિચેરી અંગ્રેજે જીત્યું, ને લાલીને પકડી મદ્રાસ આણ્યો. લાલીના વખતમાં હિંદમાંથી ફ્રેંચ રાજ્ય છેક પડીભાગ્યું, તેથી ફ્રેંચ સરકારે તેને સ્વદેશ ગયા પછી ગરદન માર્યો. લાલી ચંચળ, હોંસિલો, બહાદુર, પણ જુલમી હતો. લોકોને એણે બહુ પીડા કીધી.

૧૭ **સર આયરકુટ**:—એ અંગ્રેજનો સરદાર હતો. ઈ૦ સ૦ ૧૭૫૭ માં એ હિંદમાં આવ્યો. વાંદેવાશ આગળ ૧૭૬૦ માં ફ્રેંચ સરદાર બુસીને હરાવ્યો. ૧૭૬૧ માં એણે ફ્રેંચનું પોંડીચેરી નગર જીત્યું. ૧૭૮૧ માં હૈદરઅલીને પોર્તોનોવો, પોલિલોર ને શોલિંગરની લડાઇમાં હરાવ્યો.

૧૮ **લોર્ડ લેક**:—એ એક બહાદુર અંગ્રેજ સરદાર હતો. એણે દોલતરાવ સીંધીયાને દિલ્હી, લાસ્વારી ને આગ્રાની લડાઇમાં હરાવ્યો. મોગલ પાદશાહ બીજા શાહઆલમને એણે મરેઠાના તાબામાંથી છોડવ્યો. ૧૮૦૪ માં જસવંતરાવ હોલકરને ફરકાબાદ આગળ હરાવ્યો, ને દીગગઢ જીત્યો. ૧૮૦૫ માં ભરતપોરના ઘેરામાં એ હાર્યો.

૧૯ **સરહ્યુગાફ**:—એ એક અંગ્રેજ સરદાર હતો. એણે મહારાજપૂરની લડાઈમાં સિંધિયાને હરાવ્યો, તથા મુડકી સોબ્રાઓન મિલીયનવાળા ને ગૂજરાતની લડાઈમાં શીખને હરાવ્યા.

૨૦ **કપ્તાન બેસ્ટ**:—એ અંગ્રેજ સરદારે ૧૬૧૫માં સુઆળી આગળ દરિયામાં ફીરંગીને હરાવ્યા.

૨૧ **ગેબ્રીયલ બ્રાઉટન**:—એ હોપવેલ નામના વહાણમાં દાક્ટર હતો. એણે દિલ્હીના શાહજહાં પાદશાહનો કંઈ રોગ મટાડ્યો, તેથી પાદશાહ ખુશી થયો, ને એને કંઈ ઈનામ માગીલેવાને કહ્યું, તેથી એ સ્વદેશ હિતેચ્છુ ભલા દાક્ટરે પોતાનો લાભ ન વિચારતાં પોતાના આખા દેશનું ભલું વિચારી અંગ્રેજોને આખા હિંદમાં વેપાર કરવાની છુટી આપો એવું માગ્યું, ને તે શાહજહાંએ આપી.

૨૨ **ટામસ સ્ટીવન્સ**:—૧૫૭૯ માં હિંદમાં પ્રથમ આવનાર અંગ્રેજ.

૨૩ **સર ટામસ રો**:—જહાંગીર પાદશાહ જોડે વેપારના કરાર કરવાને ઇંગ્લાંડના રાજાએ સર ટામસ રોને ૧૬૧૫ માં હિંદુસ્તાનમાં મોકલ્યો. દક્ષિણ હિંદમાં તેણે દેશની માઠી હાલત જોઈ, અકબરના વખત કરતાં એ વખતે હિંદ આબાદ નહતું એમ તેણે લખ્યું છે. લશ્કર આળસુ થઇ ગયું હતું, ને તેનો ભભકો ભારે હતો. જહાંગીરની દોલત ને તેના દરબારનો ભભકો ઘણો હતો. અમલદારો લાંચીયા હતા, એવું તેણે લખ્યું છે.

૨૪ **નાના ફડનવીસ**:—મરેઠી રાજ્યમાં શિવાજી મહારાજા સિવાય તમામ પુરૂષોથી એ બુદ્ધિશાળી પુરૂષ હતો. એ ઘણો ચતુર ને દીર્ઘદ્રષ્ટિવાળો હતો. પહેલા માધવરાવના વખતથી તે છેક ૧૮૦૦ સુધી એટલે છેલ્લા બાજીરાવના વખતમાં એનું મરણ થયું, ત્યાં સુધી એ પેશ્વાઈ રાજ્યનો મુખ્ય કારભારી હતો. બાલાજી બલ્લાલના ભાઈ રઘુનાથરાવે પેશ્વાઈ લેવાને અંગ્રેજ જોડે સુરતમાં કરાર કરી બહુ બહુ પ્રયત્ન

કીધો, પણ નાનાએ તેને નજ ફાવવા દીધો, અને નાનાએ વારનહેસ્ટિંગ્સની સરકાર જોડે પુરંધર મુકામે કરાર કીધા, પણ પાછળથી નાનાએ ફ્રેંચની મદદ માગી, તેથી અંગ્રેજો ગુસ્સે થયા, ને ૧૭૮૨ માં વસાઈના તહનામાથી રઘુનાથરાવને પેનશન અપાવ્યું, પણ પેશ્વાઇ અપાવી શકયા નહીં. રઘુનાથરાવનો છોકરો બીજો બાલાજી પેશ્વા થયો, તેણે નાનાને અહંમદનગરમાં કેદ કીધો, ને ઘાટગેને પ્રધાન બનાવ્યો, પણ તેણે બહુ જુલમ કરી પૂનાના લોક પાસે પુષ્કળ ધન કઢાવ્યું, તેથી બાજીરાવે પાછો નાનાને કેદમાંથી કાઢી કારભારી બનાવ્યો, પણ નાના ફડનવીસ ૧૮૦૦ માં મરણ પામ્યો. એના મરણ પછી પૂનામાં અંગ્રેજી કાંપ થઇ, પણ એના જીવતા લગી થવા પામી ન હતી.

૨૫ **રઘુનાથરાવ**:—એનું બીજું નામ રાઘોબા હતું. બાલાજી બીજાનો એ ભાઈ થાય. ૧૭૫૮ માં એણે લાહોર જીત્યું. એના ભાઇનો છોકરો જે પહેલો માધવરાવ પેશ્વા તેની પાસેથી પેશ્વાઈ લેવા પ્રયત્ન કીધો, પણ પેનશન સિવાય બીજું કંઈ મેળવી શકયો નહીં. વારનહેસ્ટિંગ્સે પુરંધરના તહનામાની રૂઇએ રાઘોબાનો પક્ષ છોડી દેવા મુંબઇ સરકારને લખ્યું, તેથી હનુમંતરાવ નામના એક માણસને એણે અપીલ કરવા ઇંગ્લાંડ મોકલ્યો. માધવરાવના દીકરા નારાયણરાવનું ખૂન એની દુષ્ટ નારી આનંદીબાઇની શીખવણીથી એણે કરાવ્યું. ૧૭૮૨ ના સાલબાઈના કરારથી એને દર મહીને ૨૫ હજારનું પેનશન પેશ્વાઇ ત્રીજોરીમાંથી મળતું હતું.

૨૬ **મહાદજી સિંધિયા**:—૧૭૬૧ માં ગાદીએ બેઠો. એણે પેશ્વાથી પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. ગોહદના રાણા પાસેથી એણે ગ્વાલિયર જીત્યું. આ વખતે મરેઠી રાજ્યમાં વધારે બળવાન મહાદજી સિંધીયા હતો. તેણે પોતાના લશ્કરમાં ફ્રેંચ નાયકો રાખ્યા હતા. અજમેર પાસે એણે હોલ્કરને હરાવ્યો. ૧૭૮૨ માં સાલબાઇના કરારથી એને ભરૂચ મળ્યું. ૧૭૯૪ માં એનું મરણ થયું.

૨૭ **જસવંતરાવ હોલ્કર**:—૧૭૯૫ માં એ ઇંદોરની ગાદીએ બેઠો. ૧૮૦૧ માં એણે દોલતરાવ સિંધીયાને ઉજન આગળ હરાવ્યો, ને એને ઇંદોર આગળ સિંધીયાએ હરાવ્યો. પૂના લૂટી બાજીરાવને વસાઇના કિલ્લામાં ભરાવાની ફરજ પાડી. ૧૮૦૪ માં દીગ આગળ કર્નલ મોનસને ને ફરકાબાદ આગળ લોર્ડ લેકે હરાવ્યો, તેથી થાકી અંગ્રેજ જોડે સલાહ કીધી.

૨૮ **બીરબલ**:—અકબરનો સરદાર હતો. કાશ્મિર જીતવા એ ગયો હતો, પણ ત્યાં એનું મરણ થયું, એથી અકબર બહુ નારાજી થયો.

૨૯ **ટોડરમલ**:—એ પણ અકબરનો સરદાર હતો. એણે બંગાળાના મુસલમાન હાકેમને હરાવી માર્યો, ને તેનું રાજ જીતી લીધું. જમાબંધીની રીત અકબરના વખતમાં એણે બાંધી. એ લાહોરનો ખત્રી હતો. શીરશાહના વખતમાં એ નોકરીએ રહ્યો હતો.

૩૦ **પુરનીયા ને કૃસ્ણરાવ**:—એ બે હૈદરઅલીના હિસાબી કામના કારભારી હતા.

૩૧ **વિમળશાઃ**—ગૂજરાતના પહેલા ભીમના વખતમાં મોટો ધનાઢ્ય શ્રાવક હતો, એણે આબુ ઉપર દેલવાડામાં અને આરાસૂર ઉપર કુંભારીઆમાં મોટાં ને સુંદર દેહેરાં બંધાવ્યાં.

૩૨ **અમીચંદઃ**—કલકત્તાના અંગ્રેજનો દલાલ હતો. બંગાળાના નવાબ સુરાજઉદ્દૌલાને ગાદીથી ઉઠાડી મૂકવાને ક્લૈવે જે છુપી મસલત કરી હતી, તેથી એ જાણીતો હતો, તેથી એણે ક્લૈવને કહ્યું કે આ બધી વાત હું નવાબને કહી દઇશ, તેથી ક્લૈવે એને રૂ ૩૦ લાખ આપવાનું જુઠું ખત લખી આપ્યું, ને પાછળથી એ રૂપીઆ એને મળ્યા નહીં, તેથી તે ગાડો થઇ ગયો.

૩૩ **નંદકુમારઃ**—એ કલકત્તાનો એક જમીનદાર હતો. વારન હેસ્ટિંગ્સ સાહેબ લાંચ ખાય છે, એવી ફરિયાદ એણે કાંઊસિલના સભાસદને કરી, તેથી હેસ્ટિંગ્સ ગુસ્સે થયો. નંદકુમારે અગાઊ જૂઠો લેખ કીધો હશે, તેની તપાશ ચલાવી, ઇંગ્લાંડના કાયદા પ્રમાણે નંદકુમારને હેસ્ટિંગ્સે ફાંસી દેવડાવી.

૩૪ **ચૈતસિંગઃ**—એ કાશીનો રાજા હતો. એ અંગ્રેજને ખંડણી ભરતો હતો, કરાર કરતાં હેસ્ટિંગ્સે એની પાસે પાંચ લાખ રૂપિઆ વધારે માંગ્યા, તે આપવા રાજાએ ના પાડી, તેથી ૫૦ લાખ રૂપિઆ દંડ કીધો, ને તે લેવા હેસ્ટિંગ્સ કાશી ગયા, ચૈયતસિંગને કેદ કીધો. ચૈયતસિંગને કેદમાંથી છોડવવા તેની પ્રજાએ બંડ કીધું, ને રાજાને છોડવ્યો, પણ હેસ્ટિંગ્સે બીજી ફોજ મંગાવી બલવખોરને હરાવ્યા, ને ચૈયતસિંગ નાશી

ગયો. તેના પછી તેના ભત્રિજાને ૪૦ લાખ રૂપિઆ ખંડણી લેવી ઠરાવી ગાદી આપી.

૩૫ **શુરપાળ**:—વનરાજનો મામો થાય, ને જયશિખરનો સાળો, એને ગૂજરાતની સેનાનો ઉપરી બનાવ્યો હતો. કનોજ દેશની કલ્યાણી નગરીના ભૂવડ રાજાના મીર નામના સરદાર સામે લડી તેને એણે પંચાસરની લડાઈમાં હરાવ્યો. બીજી લડાઇમાં ભૂવડ જાતે આવ્યો, તેમાં એણે ઘણી બહાદૂરી બતાવી, પણ પોતાની બેન રૂપસુંદરીને લઈ જંગલમાં જવાનું કામ એને સોંપવાથી એણે પંચાસર છોડ્યું, તે ફરીથી જોવા પામ્યો નહીં, શાથી જે એના ગયા પછી જયશિખર લડતાં મરણ પામ્યો. જંગલમાં પોતાના ભાણેજ વનરાજને એણે સારી રીતે ઊછેર્યો, ને લડાઇના કામમાં હોશિયાર બનાવ્યો.

૩૬ **રૂપશુંદરી**:—ગૂજરાતના ચાવડા રાજા જયશિખરની રાણી ને વનરાજની મા થાય. ભૂવડ જોડેની લડાઇમાં હારીશ એમ જ્યારે ગૂજરાતપતિએ જાણ્યું, ત્યારે એ બાઇ કે જેને દહાડા હતા, તેને તેના ભાઇ સુરપાળ જોડે જંગલમાં મોકલી દીધી, ત્યાં એ બાઇને પુત્ર આવ્યો, એ પુત્રનો તથા રૂપસુંદરીનો બચાવ જંગલમાં શિલગુણસુરી નામના જતીએ કીધો. શ્રીદેવી નામની વાણીયણ પણ એઓની સેવામાં હતી.

૩૭ **શ્રીદેવી**:—એ એક વાણિયણ હતી. જંગલમાં વનરાજને રસોઇ કરી જમાડતી. તેના બદલામાં વનરાજે પોતાની બેન માફક ગણી ગાદીએ બેઠો, ત્યારે એને હાથે તિલક કરાવ્યું.

૩૮ **મીનળદેવી**:—કનોજ દેશના કલ્યાણી નગરનો રાજા ભૂવડ કે જેણે ગૂજરાત જયશિખર પાસેથી જીત્યું, તેની એ પુત્રી થાય. ગૂજરાતની ઉપજ એના બાપે એને બક્ષીસ આપી હતી, તે લઇ જનાર માણસોને વનરાજ લૂટી લેતો.

૩૯ **મીનળદેવી**:—કરણ શોલંકીની રાણી, ને સિદ્ધરાજની મા. સિદ્ધરાજ નાનો હતો, તેથી એણે રાજ ચલાવ્યું. એણે વિરમગામમાં મુનસર ને ધોળકામાં મળાવ તળાવ બંધાવ્યાં.

૪૦ **લીલાદેવી**:—સામતસિંગ ચાવડાની બહેન ને શોલંકી ભુવનાદિત્યના રાજ નામના પુત્રની રાણી થાય. એને મૂળરાજ નામનો છોકરો હતો, જે સામતસિંગ પછી ગૂજરાતની ગાદીએ બેઠો.

૪૧ **રાણકદેવી**:—એ કોઇ કુંભારને ત્યાં ઉછરી હતી. સિદ્ધરાજનો વિવાહ એની જોડે થયો હતો, પણ એને જૂનાગઢનો રાજા ખેંગાર બળાત્કારથી લઇ જઈ પરણ્યો, તેથી સિદ્ધરાજે ખેંગારને હરાવ્યો, ને રાણકદેવીને સિદ્ધરાજ લઈ જતો હતો, તેવામાં તે વઢવાણ આગળ સતી થઇ.

૪૨ **પ્રેમદેવી**:—કુમારપાળની બહેન ને સિદ્ધરાજના સામંત કહાનદેવની સ્ત્રી થાય. એ બહેનની સગાઇને લીધેજ કુમારપાળ રાજા થવા પામ્યો.

૪૩ **નાયકી દેવી**:—અજેપાળની રાણી ને બાળમૂળરાજની મા થાય. બાળમૂળરાજ નાનો હતો, તેથી એના વતી એ બાઇએ રાજ ચલાવ્યું. એના વખતમાં મહમદ શાહબુદ્દીન ઘોરી ગૂજરાતપર ચઢયો.

૪૪ **કમળાદેવીઃ**—કરણ વાઘેલાની રાણી. અલાઉદ્દીન ખીલજીએ ગૂજરાત જીત્યું, ત્યારે એ રાણીને પકડી દિલ્હી લઈ જવામાં આવી. પાદશાહે એને પોતાની માનીતી બેગમ બનાવી.

૪૫ **દેવળદેવીઃ**—કરણ વાઘેલાની દીકરી. કરણ રાજા હાર્યા પછી દક્ષિણના બાગલાણમાં ભરાયો. પાદશાહી ફોજ એ છોકરીને લેવા માટે ત્યાં જઈ કરણને હરાવ્યો, ને એ રાજકન્યાને લઈ ગયા, ને દિલ્હીના સુલતાન અલાઉદ્દીને તેને પોતાના છોકરા જોડે પરણાવી.

૪૬ **રજીઆબેગમઃ**—એ ગુલામવંશના અલતમસની દીકરી થાય, પોતાના ભાઇ પાસેથી રાજ લઇ એ ગાદીએ બેઠી. એ બાઇ ઘણી ભણેલી ને ડાહી હતી, અને રાજાને શોભે તેવા સારા ગુણ તેનામાં હતા. અલતુનીયા નામના હબસી સરદાર જે એના ઘોડાખાંનાનો ઊપરી હતો, તેની જોડે માયામાં પડી તેથી, પઠાણ સરદારોએ એને ને એના યારને મારી નાંખ્યાં.

૪૭ **ચાંદબીબીઃ**—બ્રાહ્મણી વંશની પહેલી શાખા જે બીજાપોરમાં હતી, તેના અદિલશાહ પાદશાહની એ વિધવા બેગમ હતી. અકબરના શાહજાદા મુરાદે એની પાસેથી અહમદનગર જીતી લેવા ઘણો પ્રયત્ન કીધો, પણ હાર્યો. ઇસિ સ૦ ૧૬૦૦માં અકબર પોતે એની જોડે લડયો, એના દારૂગોળા ખપી જવાથી તેણે બંદુકમાં ઝવેરાત ભરી ઊડાવ્યું, ને અકબરને ઘણો હંફાવ્યો, પણ તેના ફુટેલા સિપાહીઓએ એને મારી નાંખી.

૪૮ **નુરજહાં**:—જહાંગીરની બેગમ. એ કોઇ ગરીબ ઈરાનીની છોકરી હતી. કંદહારમાં એનો બાપ ઘણી ગરીબાવસ્થામાં આવી ગયો, તેથી એને મારી નાંખવા માંડી. કોઈ વેપારીને ધાવનો ખપ હતો, તેથી નૂરજહાંની માને તેણે ધાવ રાખી, એથી નૂરજહાં ને તેની મા હિંદમાં આવ્યાં. અહીં તે અકબરના જનાનામાં જતી આવતી થઈ, તે ઘણી ખૂબસુરત હતી, તેથી સલીમની મરજી એની જોડે પરણવાની થઈ, પણ અકબરે શીર અફઘાન જોડે એ બાઇને પરણાવી બંગાળે મોકલી દીધી. અકબરના મુઆ પછી જહાંગીર પાદશાહ થયો ત્યારે શિર અફઘાનને મરાવી નંખાવ્યો, ને નૂરજહાંને પોતાની બેગમ બનાવી. નૂરજહાંએ જહાંગીરની દારૂ પીવાની ટેવ મૂકાવી તથા મોહોબતખાં નામના સરદારે જ્યારે જહાંગીરને કેદ કીધો, ત્યારે યુક્તિથી એ બાઇએ પાદશાહને કેદમાંથી છોડવ્યો.

૪૯ **મુમતાજ બેગમ**:—શાહજહાંની બેગમ ને ઔરંગજેબની મા થાય. એ બાઈનું નામ રાખવા ખાતર આગ્રામાં એની કબર ઊપર એક સુંદર મહેલ આરસપહાણનો શાહજહાંએ બંધાવ્યો છે, જે અદ્યાપિ છે. એના જેવી સુંદર ઇમારત દુનિયામાં એકે નથી.

૫૦ **મીરાંબાઈ**:—એ ચિતોડના રાણા કુંભાની સ્ત્રી થાય. એ કુંભાને ગૂજરાતના કુતુબશાહ પાદશાહે હરાવ્યો. એ મીરાંબાઇનાં બનાવેલાં ભજન હજી દેશમાં બહુ ગવાય છે. એ બાઈ નીતિમાન હોઇ ભાવિક ભક્ત હતી.

૫૧ **અહલ્યાબાઈ**:—એ મલ્હારરાવ હોલ્કરના છોકરાની સ્ત્રી થાય. પહેલા માધવરાવ પેશ્વાની રજાથી એ બાઇએ તુકાજી હોલ્કરને દત્તક કીધો. લશ્કરી કામ તુકાજીને સોંપી, બાકીનું રાજ એ બાઇ ચલાવતી. તે ભણેલી, સદગુણી, બુદ્ધિમાન ને ઊદ્યોગી હતી. ૨૦ વર્ષની ઊમરે વિધવા થઈ હતી. તે દયાળુ ને પરમેશ્વરપર ભાવ રાખનારી હતી. એના વખતમાં રાજ્ય આબાદ થયું, ને ઇંદોર નગર વશ્યું. વખાણથી તે ફુલાતી નહીં. જીવતી હતી ત્યારે બહુ વખાણાતી, ને મુઆ પછી તેની મૂર્ત્તિને લોકો હજી પૂજે છે.

૫૨ **તારાબાઈ**:—મહાનશિવાજીનો છોકરો શંભાજી હતો, ને એ શંભાજીને ઓરમાન ભાઈ રાજારામ હતો, તે શંભાજી પછી ગાદીપતિ થયો. એ રાજારામની સ્ત્રી તારાબાઈ હતી. રાજારામનો કાળ ૧૭૦૦ માં થયો, ત્યારે તેના છોકરા બીજા શિવાજીના નામથી એ તારાબાઈએ ઘણી હોશિયારીથી રાજ ચલાવ્યું, ને મોગલોને ઘણા હંફાવ્યા.

૫૩ **આનંદીબાઈ**:—બાલાજી બીજાના ભાઇ રઘુનાથરાવની સ્ત્રી ને બીજા બાજીરાવની મા થાય. નારાયણરાવનું ખૂન એ બાઇની શીખવણીથી રઘુનાથરાવે કરાવ્યું. ૧૭૭૪ માં મરેઠી રાજને ખોનાર બાજીરાવને એ બાઇએ જન્મ આપ્યો.

૫૪ **ચંદાકુવર**:—રણજીતસિંહની સ્ત્રી ને ધુલિપસિંગની મા. ગુલાબસિંગ નામના સરદાર ઉપર એની ઘણી માયા હતી.

૫૫ **કૃષ્ણાકુમારી:**—ઊદેપૂરના રાણાની છો-કરી. એ ઘણી ખૂબસુરત હતી. જેપૂર ને જોધપૂરના રાજા એની જોડે પરણવાની ઇચ્છા રાખતા હતા, અને તેઓ માંહોમાંહે લડયા. ટંટો પતાવવા રાણાએ કુમારીને ઝેર દઇ મારી.

૫૬ **ઝાંસીની બેગમ:**—૧૮૫૭ ના બલવામાં એ બાઈ જાતે લડવા ગઇ હતી. લડાઇમાં એ મરણ પામી હતી.

૫૭ **તુળસીબાઈ:**—ચિતુ નામનો પિંઢારો હો-લ્કરના રક્ષણમાં આવી રહ્યો. એ વખતે હોલ્કર નાની ઊમરનો હોવાથી તેનું રાજ તુળસીબાઇ ચલા-વતી હતી. તુળસીબાઈની મરજી અંગ્રેજ જોડે લડ-વાની ન હતી, માટે સરદારોએ એ બાઇને મારી નાંખી.



# पूर्वणी ९.

**હાલના બ્રિટિશ હિંદુસ્તાનમાંનો જુદા જુદા ભાગ અને શહેરો અંગ્રેજી રાજ્યમાં ક્યારે ને શી રીતે જોડાયાં તેનું પત્રક.**

| પ્રાંત તથા શેહેરનું નામ. | ક્યારે અંગ્રેજી રાજમાં જોડાયાં. | શી શી રીત જોડાયાં. |
|---|---|---|
| મદ્રાસ. | ૧૬૩૯ | ચંદ્રગીરીના રાજા પાસેથી અંગ્રેજે જમીન વેચાતી લઇ મદ્રાસ શહેર વસાવ્યું. |
| મુંબઇ. | ૧૬૬૯ | ઇંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજાને પોર્ટુગાલના રાજાએ પોતાની કન્યા પરણાવી, તેથી મુંબઇ બેટ ચાર્લ્સને મળ્યો. ચાર્લ્સ રાજાએ ૧૬૬૮ માં વર્ષે રૂ ૧૦૦ લેવા ઠરાવી ઇસ્ટ ઇન્ડીયા કંપનીને ઇજારે આપ્યો. |
| કલકત્તા સુટાનટી ને ગોવિંદપૂર. | ૧૭૦૦ | ઔરંગજેબના દીકરા આજીમ પાસેથી અંગ્રેજે એ ત્રણ સ્થળ વેચાતાં લીધાં. સુટાનટીનો સમાસ હાલના કલકત્તામાં થઇ જાય છે. |

| | | |
|---|---|---|
| મછલીપટણ. | ૧૭૬૦ | ઊત્તર સરકાર પ્રાંતના રાજા આનંદરાજને ફ્રેંચ પાસેથી કલૈવ તેનો પ્રાંત જીતી આપ્યો, તેના બદલામાં રાજાએ મછલીપટણ આપ્યું. |
| બર્દવાન, મેદનીપૂર ને ચિતાગોંગ. | ૧૭૬૦ | મીર જાફરને ઠેકાણે કંપનીએ મીર કાસિમને નવાબ બનાવ્યો. તેના બદલામાં વાન્સિતાર્ત ગવર્નરના વખતમાં મીર કાસિમે એ પ્રાંત અંગ્રેજને આપ્યા. |
| બંગાળા, બહાર ઓરીસા. | ૧૭૬૫ | ઈ૦ સ૦ ૧૭૫૭ની પ્લાસીની લડાઈમાં સુરાજઊદ્દૌલાને હરાવી કલૈવ જીત્યાં હતાં, પણ મોગલ પાદશાહ બીજા શાહ આલમે ૧૭૬૫ માં એ ત્રણ પ્રાંતની સનંદ કંપનીને કરી આપી. એને પેટે ૨૬ લાખ રૂપિઆ દર વર્ષે કંપની શાહઆલમને આપતી, એ પ્રાંતો કલૈવના વખતમાં અંગ્રેજને મળ્યા. |
| ઊત્તર સરકાર. | ૧૭૬૬ | બીજા શાહ આલમ પાદશાહે કલૈવને એ પ્રાંત આપ્યો. એ વખતે એ પ્રાંત નિઝામ પાસે હતો, માટે વખત આવે નિઝામ પાસેથી લેવાનો હતો. |
| ચોવીસ પરગણાનો મૂલક. | ૧૭૭૪ | મીર જાફર નવાબ થયો, ત્યારે કલૈવને એ મુલકની ઉપજ બક્ષીસ આપી હતી. પણ પાછળથી ૧૭૭૪ માં કલૈવના મરણ પછી એ પ્રાંત કંપનીને માળ્યો. |
| સાષ્ટી ને વસાઈ. | ૧૭૭૫ | સુરતના કરારથી વારનહેસ્ટિંગ્સના વખતમાં ખાલસા થયા, ને પુરંધરના કરારથી તે પાકું થયું, કારણ કે રઘુનાથરાવને આપવાનો કંઇ હક ન હતો. |

| | | |
|---|---|---|
| ગંતુરપ્રાંત. | ૧૭૮૮ | નિઝામે એ પ્રાંત લોર્ડ કાર્નવાલિસના વખતમાં અંગ્રેજ સરકારને આપ્યો. |
| મલબારપ્રાંત. | ૧૭૯૨ | લોર્ડ કાર્નવાલિસે ટીપુ પાસેથી જીતીને ખાલસા કીધો. |
| તંજાવર કર્ણાટક. | ૧૮૦૦ | લોર્ડ મોર્નિંગ્ટનના વખતમાં એ રાજ્ય મદ્રાસ ઇલાકા જોડે જોડી દીધાં. |
| સુરત. | ૧૮૦૦ | સુરતના નવાબને પેનશન બાંધી આપી, શહેર ને તેની આસપાસના પરગણાં લોર્ડ મોર્નિંગ્ટનના વખતમાં ખાલસા થયાં. |
| રોહિલખંડ ને દોઆબ પરગણું. | ૧૮૦૧ | અયોધ્યાના નવાબના રક્ષણાર્થે અંગ્રેજી સૈન્ય તેણે રાખ્યું હતું. તેનું ખરચ નવાબથી બરાબર અપાતું નહતું, માટે લોર્ડ મોર્નિંગ્ટને એ બે પ્રાંત ખરચને પેટે અંગ્રેજી રાજ્યમાં જોડી દીધા. |
| અહમદનગર, જુવાનપૂર, આશીરગઢ, ભરૂચ, પાવાગઢ, ચાંપાનેર. | ૧૮૦૩ | લાસવારીની લડાઇમાં સિંધિયાને હરાવી, એ શેહેરો લોર્ડ મોર્નિંગ્ટને ખાલસા કીધાં. |
| કટક ને બાલાસોર. | ૧૮૦૩ | રઘુજી ભોંસલા પાસેથી દેવગામના કરારથી લોર્ડ મોર્નિંગ્ટને ખાલસા કીધાં. |
| જમનાની ઉત્તરનો મૂલક. | ૧૮૦૩ | સોરજીઅંજેના કરારથી એ મૂલક સિંધિયાએ અંગ્રેજને આપ્યો. એ વખતે લોર્ડ મોર્નિંગ્ટન ગવર્નર જનરલ હતા. |
| સીમલા, નૈનીતાલ મસુરી. | ૧૮૧૫ | લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાં ગુર્ખા પાસેથી જનરલ ઓક્ટરલોનીએ જીતી લીધાં. |
| અજમેરપ્રાંત. | ૧૮૧૮ | લોર્ડ હેસ્ટીંગ્સના વખતમાં એ પ્રાંત [illegible] |

| | | |
|---|---|---|
| પેશ્વાનો મુલક (ગુજરાતનો કેટલોક ભાગ ખાનદેશ, પુના, ઉત્તર કોકણ દક્ષિણ મરાઠા દેશ) | ૧૮૧૮ | લોર્ડ હેસ્ટિંગ્સના વખતમાં છેલ્લા મરાઠી વિગ્રહથી એ પ્રાંતો પેશ્વા પાસેથી જીતી લઇ ખાલસા કીધા. |
| આસામ, આરાકાન ટિના સરિમ પ્રાંતો. | ૧૮૨૬ | લોર્ડ આંમ્હરસ્ટના વખતમાં ૧ લી બ્રહ્મી લડાઇથી એ પ્રાંતો અંગ્રેજી રાજ્યમાં ખાલસા થયાં |
| કુર્ગ. | ૧૮૩૪ | લોર્ડ વિલિયમ બેન્ટિકે એ પ્રાંત ત્યાંની રૈયતની ખુશીથી ખાલસા કીધો. |
| સિંધ પ્રાત. | ૧૮૪૩ | મીઆની લડાઇમાં સર ચાર્લ્સ નેપીયરે લોર્ડ એલેનબરોના વખતમાં એ પ્રાંત જીતી લઈ ખાલસા કીધો. |
| જલંદર, દોઆબ ને હજારા પ્રાંત. | ૧૮૪૫ | લોર્ડ હાર્ડિંગના વખતમાં ખાલસા થયો. સતલજ ને રાવીને વચ્ચેના મુલકને જંલંદર દોઆબ કહે છે. શીખ લોકો ૧ લી લડાઇમાં હાર્યા, તેથી એ મુલક અંગ્રેજને આપ્યો, ને લાહોરમાં અંગ્રેજી કાપ રાખ્યો તેના ખરચ બદલ હજારા પ્રાંત ને કાશ્મિર અંગ્રેજને આપ્યા, પણ કાશ્મિર ૧ કરોડ રૂપીયા માટે અંગ્રેજે ગુલાબસિંગને વેચી દીધો. |
| ટ્રાંકવીબાર, સીરામપુર. | ૧૮૪૫ | એ બે શહેર ડેન લોકોએ વસાવ્યાં હતાં, ને લોર્ડ હાર્ડિંગના વખતમાં વેચાતાં લઇ અંગ્રેજી રાજ્યમાં ઉમેર્યાં. |
| સતારાનું રાજ્ય. | ૧૮૪૮ | લોર્ડ ડેલહૌસીએ ખાલસા કીધું, શાથી જે એ રાજા અપુત્ર મરણ પામ્યો. |

| | | |
|---|---|---|
| પંજાબ. | ૧૮૪૯ | લોર્ડ ડેલહાઊસીના વખતમાં બીજી શીખ લડાઈમાં શીખને હરાવી માર્ચની ૨૯ મી તારીખે ખાલસા કીધો. |
| પેગુપ્રાંત. | ૧૮૫૨ | બીજી બ્રહ્મી લડાઈમાં એ પ્રાંત લોર્ડ ડેલહૌસીના વખતમાં ખાલસા કીધો. કારણ આવાના રાજાએ કરાર કરવા ના પાડી તેથી. |
| જાહાંસીનું રાજ્ય. | ૧૮૫૩ | જાંહાંસીનો રાજા અપૂત્ર મરણ પામવાથી લોર્ડ ડેલહૌસીએ ખાલસા કીધું. |
| મધ્યપ્રાંત. | ૧૮૫૩ | ૧૮૫૩ માં ભોંસલા અપૂત્ર મરણ પામ્યો, તેથી તેનું રાજ્ય લોર્ડ ડેલહૌસીએ ખાલસા કીધું. ૧૮૧૭ માં પીંડારાનો નાશ કરી તેનો મૂલક લોર્ડ હેસ્ટિંગ્સે ખાલશા કીધો. અને નિઝામના રક્ષણાર્થે અંગ્રેજી લશ્કર રહેતું હતું તેના ખરચ બદલ નિઝામે ૧૮૫૩ માં લોર્ડ ડેલહૌસીના વખતમાં વરાડપ્રાંત આપ્યો. એ ત્રણ મૂલક મળીને હાલનો મધ્યપ્રાંત બન્યો છે. |
| અયોધ્યા. | ૧૮૫૬ | લોર્ડ ડેલહૌસીએ ખાલસા કીધું. કારણ કે નવાબ વાજીદઅલી પ્રજાપર બહુ જુલમ કરતો હતો, તેથી ૧૮૫૬ના ફેબ્રુઆરીની ૩૧ મી તારીખે લોર્ડ ડેલહાઊસીએ એ પ્રાંત ખાલસા કીધો. |
| દ્વાર્સ પરગણું. | ૧૮૬૪ | લોર્ડ લારેન્સના વખતમાં ભૂતાનના રાજાને દર વર્ષે ૨૫ હજાર રૂપિઆ આપવા કરી ખાલસા કીધું. |
| ઉપલો બ્રહ્મદેશ. | ૧૮૮૬ | બ્રહ્મદેશના રાજા થીબોએ અંગ્રેજી પ્રજાને વિનાકારણ પીડા કરવા માંડી, તેમ નહીં કરવા તેને સમજુત આપી, પણ ન માન્યું, તેથી લોર્ડ ડફ્રિને ૧૮૮૬ ના જાનેવારીની ૧લી તારીખથી એ દેશને ખાલસા કીધો. |

# પૂર્વણી ૬.

**મરેઠી રાજ્યની પડતીનાં કારણઃ—** શિવાજી મહારાજના સ્થાપેલા આ મોટા રાજ્યની પડતી નીચેનાં સાત કારણોથી થઈ. (૧) મરેઠી રાજ્યના સરદારો એક બીજાથી બળવત્તર થવાને માંહિ માંહે લડયા. (૨) મહાદજી સિંધિયાએ પેશ્વાથી સ્વતંત્ર થઇ પોતાનું જૂદુ રાજ્ય સ્થાપ્યું, અને તેજ પ્રમાણે હોલ્કરે ને ગાયકવાડે પણ કીધું. (૩) પાનીપતની લડાઈમાં મરેઠાની હારથી તેની કીર્ત્તિ આખા દેશમાં કમી થઈ. (૪) રઘુનાથરાવના પેશ્વાઇ મેળવવાના લોભથી અને એ હેતુથી તેણે નારાયણરાવનું ખૂન કરાવ્યું તેથી. (૫) છેલ્લો બાજીરાવ બાયલો દગાબાજ ને મુર્ખ હતો તેથી. (૬) નાના ફડનવીસ જેવા ચતુર કારભારીની ખોટથી. (૭) પેશ્વા ને મરેઠી સરદારોએ સંપ તજી દીધો હતો તેથી.

**મોગલાઈ રાજ્યની પડતીનાં કારણઃ—** આ રાજ્યની પડતીનાં કારણોમાં મુખ્ય કારણ ઔરંગજેબના હિંદુઓ ઊપરના અતિશય અને ગેરવાજબી જુલમ છે. (૨) ઔરંગજેબ પછીના પાદશાહો દમ વગરના હોવાથી કારભારીઓ પોતાની મરજીમાં આવે તેમ વર્તતા, ને વખતે પાદશાહને મારી પણ નાંખતા, ને મરજીમાં આવે તેને ગાદીએ બેસાડતા. (૩) પાદશાહો રંડીબાજ ને દારૂડીયા પણ હતા. (૪) પાદશાહના મરણ પછી શાહજાદા વખતે રાજ મેળવવા માંહિમાંહે લડતા. (૫) શીખલોકના ઉપર જૂલમ થવાથી તેઓએ પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તેથી.

(૬) નાદિરશાહ ને અહમદશાહ દુર્રાની હિંદપર સ્વારીઓ અને તેમાં મોગલાઈ ફોજનું હારવું. (૭) દક્ષિણનો સૂબેદાર નિઝામઉલમૂલ્ક ને અયોધ્યાનો સૂબેદાર જે પાદશાહનો વજીર તેઓનું સ્વતંત્ર થઇ જવું. (૮) મરેઠી રાજ્યનું પ્રબળ વધવાથી તેઓએ પણ કેટલાક મોગલાઈ પ્રાંતો જીત્યા. (૯) છેલ્લા અને ૧૭ મો મોગલ પાદશાહ બહાદુરશાહનું ૧૮૫૭ ના બલવામાં સામેલ થવું. ઊપરનાં નવ કારણોથી મોગલાઈ રાજ્યની પડતી થઈ.

**શીખ રાજયની પડતીનાં કારણ:—**

(૧) રણજીતસિંહના મુઆ પછી ગાદીએ આવનાર જોઇએ તેવો હોશિયાર ન હતો. (૨) યૂરોપી નાયકોને લશ્કરમાંથી રજા આપી તે. (૩) શીખ દરબારમાં અમલદારોની માંહોમાંહેની લડાઇ ને અદેખાઇ (૪) સેનાપતિ તેજસિંગમાં જોઇએ તેટલી બહાદુરી ન હતી. (૫) મુલતાનનો શીખ સુબેદાર મૂળરાજ મુર્ખ ને ઘાતકી હતો તેથી.

---

# पूर्वणी फ.

## પરીક્ષાના સવાલો.

૧ હિંદુસ્તાનપર સ્વારી કરનારનાં નામ? તેઓએ કયા વર્ષમાં ચઢાઈ કરી? કયાં સુધી આવ્યા? ને શું કરી ગયા?

**જવાબ**:—(૧) ઘણા અસલના વખતમાં ઇરાનના દારા નામના રાજાએ હિંદુસ્તાનપર ચઢાઇ કરી, અને સિંધુના કાંઠાના મૂલક જીતી લીધા, ને ખંડણી લીધી. (૨) ગ્રીસના મહાન સિકંદરે જ્યારે ઇરાન જીત્યો, ત્યારે ઇરાનના તાબાનો હિંદુસ્તાન છે, એમ કહી ઈ૦ સ૦ પૂ૦ ૩૨૭ માં તેણે ચડાઇ કીધી, પંઝાબ ને સિંધ જીત્યા. પંઝાબમાં ઝેલમનદી આગળ પૌરસ નામના હિંદુ રાજાને હરાવ્યો. જીતેલા મુલકમાં પોતાનો સરદાર મૂકી, તે પાછો ગયો. (૩) બાકત્રિયાના ગ્રીક લોકોએ ઈ૦ સ૦ પૂ૦ ૧૪૧ થી ૧૬૧ સુધીમાં ઘણી ચઢાઇઓ કરી. તેઓ છેક મથુરા, સિંધ ને કચ્છ લગી ગયા, પણ રાજ્ય સ્થાપી શક્યા નહીં. (૪) ઇસ્વીસનની શરૂઆતમાં મધ્યએશિયામાંથી શક અથવા સિથિયન લોકોએ હિંદ પર ચઢાઇ કરી, તેઓએ ઊત્તરહિંદમાં ઘણાં રાજ્ય જીત્યાં, ને પોતાનું રાજ્ય સ્થાપ્યું. એ લોકોમાં ઘણી જાત હતી. એમાંની કેટલીક જાત હાલ પણ હિંદમાં છે. કનિસ્ક નામનો મખ્યાત સિથિયન રાજા ઇ૦ સ૦ ૪૦ માં કાશ્મિરમાં થઈ ગયો. (૫) ઇ૦ સ૦ ૬૩૬ માં અરબસ્તાનના પાદશાહ ઉસ્માને પશ્ચિમ હિંદપર વહાણ મારફતે ચઢાઈ મોકલી, તેઓ થાણા ને ચરૂચ સુધી આવી પાછા ગયા. (૬) ઈ૦ સ૦ ૬૬૨ અને ૬૬૪ માં મુસલમાનો સિંધ તરફ લૂટ કરવા આવ્યા પણ કંઇ વળ્યું નહીં. (૭) ઈ૦ સ૦ ૭૧૨ માં મહમદ કાસમે સિંધપર ચઢાઈ કરી પણ પાછળથી રજપૂતોએ મુસલમાનોને પાછા કાઢ્યા. (૮) ઇ૦ સ૦ ૯૯૭ માં અફઘાનિસ્તાનના સબક્તગીન પાદશાહે

લાહોરના જયપાળ રાજાપર ચઢાઇ કરી, કારણ કબુલ કરેલો દંડ જયપાળે મોકલ્યો ન હતો. જયપાળને હરાવી પેશાવરમાં પોતાનું થાણું બેસાડી પાછો ગયો. ( ૯ ) સબક્તગીનના મુઆ પછી તેના છોકરો મહમુદ ગીજનવીએ હિંદપર સત્તર સ્વારી કરી, તેમાં ૧ લી ઇ૦ સ૦ ૧૦૦૧ માં કરી હતી. એ સત્તરમાંની તેર પંઝાબ જીતવા કરી. કાશ્મિરપર ચઢાઇ કરી, પણ હર્યો. છેલ્લી ત્રણ સ્વારી અનુક્રમે કનોજ, ગ્વાલિયર ને સોમનાથ ઉપર કરી. એ બધી સ્વારીઓમાં પુષ્કળ લૂટ લઈ જતો, ને હિંદુઓનાં દેવદેરાંને ભાગતો. (૧૦) ઇ૦ સ૦ ૧૧૯૧ માં મહમદ ઘોરીએ દિલ્હીપર ચઢાઇ કરી, પણ હર્યો. (૧૧) મહમદઘોરીની બીજી ચઢાઇ ૧૧૯૩ માં થઇ. એમાં દિલ્હીપતિ પૃથુરાજ હાર્યો ને માર્યો ગયો, ને હિંદમાં મુસલમાની રાજ્ય સ્થાપ્યું. ( ૧૨ ) ચંગીસખાં નામના મોગલે અલ્તમસના વખતમાં હિંદ ઊપર ચઢાઇ કરી, પણ સિંધુ નદીથી આગળ વધી શક્યો નહીં. (૧૩) મોગલોની ઘણી સ્વારીઓ ગુલામ, ને ખીલજી વંશમાં થઇ, પણ તેઓને પાછા કાઢ્યા. (૧૪) મહમદ તઘલખના વખતમાં ઇ૦ સ૦ ૧૩૯૮ માં તૈમુર નામના મોગલે ચઢાઈ કરી. પાંચ દિવસ સુધી તૈમુરે દિલ્હીમાં લૂટ ને કતલ ચલાવીને પાછો ગયો. (૧૫) ઈ૦ સ૦ ૧૭૩૮ માં ઈરાનના નાદિરશાહે હિંદપર ચઢાઈ કરી. એ વખતે પહેલો મહમદશાહ પાદશાહ હતો. નાદિરે આવી દિલ્હી લૂટી, ને કોહિનૂરહીરો તથા શાહજહાંનું બનાવેલું મયુરાસન લઇ ગયો. (૧૬) ઈ૦ સ૦ ૧૭૪૮ માં અફ્ઘાનિસ્તાન અહમદશાહ દુર્રાનીએ

ચઢાઈ કરી, પણ હાર્યો ને પાછો ગયો. એ અહમદશાહે બીજી ત્રણ સ્વારી હિંદપર કરી એમાંની છેલ્લી ૧૭૬૧ માં થઈ. દિલ્હી આગળ દુર્રાનીએ મરેઠાને હરાવ્યા.

**સવાલ**:—(૨) પતલહૈદ્રાબાદ, બુકેફલા, કુતુબમિનાર, તાજમહેલ. તઘલખાબાદ, મોગલપરૂ, રૂદ્રમાળો, અણહિલપૂર, ચાંપાનેર, ફોર્ટસેન્ટ વિલિયમ અને ફોર્ટસેન્ટ ડેવિડ શી રીતે વશ્યાં અથવા બંધાયાં ક્યારે ને કોના વખતમાં?

૩ પહેલી, બીજી અને ત્રીજી મરાઠી, અને મૈસુરની લડાઇ, તથા ૧ લી ને બીજી બ્રહ્મી, શીખને અફઘાન લડાઇઓ ક્યારે કોની વચ્ચે થઈ, થવાનું કારણ અને તેનું પરિણામ શું આવ્યું તે કહો?

૪ વસાઇ, સાલબાઈ પૂરંધર, વારગામ, સુરત, મેંગલૂર, લાહોર, લખનોર, યાન્દાબુ, સેગાઊલી ને ગંદામકના તહનામાંમાંથી હરકોઈ પાંચની હકીકત લખો, એટલે ક્યારે કોની કોની વચ્ચે થયાં, અને તેમાં શી શી બીના હતી?

૫ ચિલિયનવાળા. પ્લાસી. દીગ, ફરક્કાબાદ, ખડકી. શ્રીરંગપટણ, રંગુન. મકવાનપૂર, ભરતપૂર, મીયાની, ગૂજરાત, મુડકી, રંગુન, પોલિલોર, લાસ્વારી, સોબ્રાઓન, આષ્ટે મહિદપૂર, આગ્રા, કંદહાર, દિલ્હી, અને પાનીપત એ લડાઇઓમાંથી હરકોઇ સાત લડાઈ ક્યારે કોની કોની વચ્ચે થઈ, ને તેનું પરિણામ શું આવ્યું?

સિંધ, સીરામપૂર, કલકત્તા, મદ્રાસ, મુંબઇ, અયોધ્યા, સતારા, દાર્સી, હજારાપ્રાંત, ચીતાગોંગ, પંઝા-

બ આસામ મોરીસ ને સુમાત્રા એ અંગ્રેજને કયારે ને શી રીતે મળ્યાં?

૭ લૉર્ડ ક્લૈવથી માંડીને લૉર્ડ ડફ્રીન સુધીમાં કયા કયા ગવર્નર જનરલના વખતમાં બીલકુલ મૂલક ખાલસા કરવામાં આવ્યા નથી?

૮ મહારાણીના ઢંઢેરામાં કેટલી અને શી શી બીના હતી?

૯ શને ૧૮૫૭ ના બલવાનાં મુખ્ય કારણ લખો, તથા કયા કયા પ્રાંતમાં બલવો થયો, ને કયા કયા પ્રાંતમાં બલવો થવા ન પામ્યો?

૧૦ બુદ્ધ, ચૈતન્ય, વલ્લભસ્વામી. કબીર રામાનુજ, રામાનંદ, શંકરાચાર્ય, કુમારિલ, નાનક, એ પુરૂષોએ કયા કયા ધર્મ ચલાવ્યા, ને તેમાં શા શા સિદ્ધાંત હતા, તથા એ ધર્મ કયાં કયાં ચાલ્યા?

૧૧ યૂરોપખંડની કઈ કઇ પ્રજા હિંદ જોડે વેપાર કરવા આવી હતી. તેમાંની કઇ કઈ પ્રજાએ રાજ્ય સ્થાપવા પ્રયત્ન કીધો, અને કઈ કઇએ નહોતો કીધો. એ બધી પ્રજામાંથી કઈ પ્રજાએ હિંદનું રાજ્ય ઘણે ભાગે જીત્યું?

૧૨ બૌદ્ધધર્મ હિંદમાંથી કયારે લય પામ્યો, અને તેના ગયા પછી તેની કંઈ શાખા હિંદમાં છે? જો હોય, તો તે ધર્મનું વર્ણન કરો?

૧૩ લૉર્ડ ડેલહાઉસી, લૉર્ડ બેન્ટિંક, લૉર્ડ હેસ્ટિંગ્સ, વારનહેસ્ટિંગ્સ, ક્લૈવ, શિવાજી, અકબર, હૈદર, ટીપુ અને લૉર્ડ વેલેસ્લી એ પુરૂષો પૈકી કોઈપણ ચારની કારકીર્દિનું વર્ણન કરો?

૧૪ બંગાળા ઇલાકામાં જમાબંધી કયા ગવર્નરના વખતમાં ને ક્યારે થઇ, તેમાં શી બીના હતી, અને મોગલાઈ રાજ્યમાં કયા પાદશાહના વખતમાં કોણે જમાબંધી કરી હતી, ને તેમાં શી શી બીના હતી, તથા મુસલમાન પાદશાહોમાં મેહેસુલ ઉઘરાવવાના ધારા બાંધનાર પ્રથમ પૂરૂષ કોણ?

૧૫ સતી થવાની બંધી, ફાંશીઆનો નાશ, પીંઢારાનો નાશ, ક્યારે અને કયા ગવર્નરના વખતમાં થયો.

૧૬ ઇજિનેરીખાતું, કેળવણીખાતું, ટપાલખાતું, રેલવે, તાર કયા ગવર્નરના વખતમાં શરૂ થયાં? ને છાપખાનાને પૂર્ણ છૂટ કયા ગવર્નરે આપી?

૧૭ કયા ગવર્નર જનરલો હિંદમાંજ મરણ પામ્યા અને ક્યારે ને શી રીતે?

૧૮ હિંદમાં કયા કયા પ્રાંતમાં હાલ કઇ કઇ અનાર્ય જાત વસે છે તે કહો?

૧૯ સંતાલ, કંધ, મારી, એ લોકો વિષે શું જાણો છો?

૨૦ બ્રાહ્મણોનાં ધર્મ પુસ્તકનાં નામ કહો? તથા હિંદમાં આવેલા આર્યોની મુખ્ય કેટલી અને કઇ જાત થઈ? તથા બ્રાહ્મણના જન્મારાના ચાર આશ્રમનું ટુંક વર્ણન કરો?

૨૧ બ્રાહ્મણોનાં તત્વજ્ઞાનનાં કેટલાં પુસ્તક છે ને તે ક્યારે રચાયાં તથા સંસ્કૃત ભાષામાં ઊત્તમ વ્યાકરણ કયું? ને તે ક્યારે રચાયું? બ્રાહ્મણો વૈદક શાસ્ત્ર સંગિ૦

શાસ્ત્ર ને ખગોળમાં કેટલા જાણીતા હતા તેનું સવિસ્તર વર્ણન કરો ?

૨૨ મનુ સ્મૃતિ, ગૃહ્યસુત્ર સ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ, નળાખ્યાન, શાકુન્તલ નાટક, મહાભારત, રામાયણ, કુંમારસંભવ, અને રઘુવંશ, એ પુસ્તકો ક્યારે ને કોણે રચ્યાં, ને તેમાં શી બીના છે ?

૨૩ કયા મુસલમાન પાદશાહે નાકકાન કાપવાની ક્રૂર સજા કરવી બંધ કીધી ? અને કયા પાદશાહે જજીયાવેરો બંધ કીધો ? ને કયાએ તે ફરીથી જારી કીધો ?

૨૪ ગૂજરાતના સ્વતંત્ર મુસલમાન પાદશાહો કે વડોદરાના ગાયકવાડની વંશાવળી લખો ?

૨૫ અહલ્યાબાઈ, નૂરજહાં, ચાંદબીબી, રજીઆબેગમ, આનંદીબાઇ, ચંદાકુંવર, મીરાંબાઈ, મીનળદેવી ને કમળાદેવીને ઓળખાવો. એટલે તેઓ કોણ હતી અને તેઓ વિષે જે જાણો છો, તે ટુંકામાં કહો ?



**સમાપ્ત.**

# નોટીસ.

આથી સર્વેને ખબર આપવામાં આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધે મે૦ કરસનદાસ નારણદાસ તથા ત્રીભોવનદાસ ગોપાળદાસ બુકસેલરોની દુકાનેથી મળશે. કમીશન વીગેરેનો બંદોબસ્ત મજકુર માણસોને જાતે મળવાથી અથવા પોસ્ટ પેઈડ કાગળથી મળશે.

| | *Price.* | | |
|---|---|---|---|
| Abstract from History of India ... | 0 | 8 | 0 |
| A Brief Sketch of the History of England, Fifth Edition ... ... | 1 | 0 | 0 |
| An Epitome of the History of India, Third Edition ... ... ... | 0 | 12 | 0 |
| Bharat Khand-no-Itihas-sar (ભરતખંડનો ઇતિહાસ—સાર) ... ... | 0 | 10 | 0 |
| Meanings in Howard's | | | |
| ,, Second Book, Part I. ... | 0 | 6 | 0 |
| ,, Second Book, Part II. ... | 0 | 10 | 0 |
| ,, Third Book, Part I. ... | 0 | 12 | 0 |
| ,, Poetry Book, ... ... | 0 | 4 | 0 |
| ,, History of Sandford and Merton, with an Outline History of India ... ... ... | 0 | 12 | 0 |
| A Guide to Moral Class-Book, with an Outline History of India ... | 0 | 12 | 0 |
| Meanings of Iliad, First Book ... | 0 | 7 | 0 |
| Iliad Book I. text, with copious notes | 0 | 12 | 0 |